પ્રકાશક;

શ્રી જૈન મિત્રમંડળ.

મુ. માંડળ. (વીરમગામ)

# વિશ્વાનુભવ અને દર્પણ શતક.

દોઢ આનો.

ગ્રંથાંક ૯.

# વિશ્વાનુભવ

અને

# દર્પણશતક.

રચનાર,

શ્રીમન્ મુનિ માણેક.

છપાવી પ્રસિદ્ધ કરનાર,

શ્રી જૈન મિત્રમંડળ સભા તરફથી,

ભગવાનજી ગોબરભાઇ.

(મુ. માંડલ, તા. વીરમગામ).

સંવત ૧૯૬૮ સને ૧૯૧૨.

આવૃત્તિ પહેલી પ્રત ૧૫૦૦.

કીંમત દોઢ આનો.

# અર્પણ પત્રિકા.

સ્વધર્મી બન્ધુ,

રા. રા. મુરબ્બી ભાઇશ્રી

લાલચંદ ભાયચંદભાઇ.

મુ. થરાદ.

આપ એક સામાન્ય સ્થિતિવાળા જૈન યુવક છો. વળી વ્યવહાર કાર્યમાં કુશળ છો એટલુંજ નહિ પણ સ્વધર્મ પ્રત્યે તથા જ્ઞાન પ્રત્યે સારી લાગણી ધરાવો છો. વળી મુનિ મહારાજશ્રી માણેકમુનીજી કે જેઓ શ્રી મંડળના શુભેચ્છક છે તેઓશ્રી પ્રત્યે પુજ્યબુદ્ધિ ધરાવો છો. તેમજ ઉક્ત મંડળ જેવા મંડળોને બચપણમાંથી ઉછેરી સારી સ્થિતિમાં આણવા એટલે કે (મંડળોના) સહાયક બની ઉત્તેજન આપ્યા કરો છો, એવા આપના ગુણો જોઇને તથા આપનો મંડળ પ્રત્યે અપૂર્વ પ્રેમ જોઇને આ લઘુ પુસ્તક અર્પણ કરી કૃતાર્થ થઇએ છીએ.

અમો છીએ,

શ્રી જૈન મિત્રમંડળ યુવકવર્ગ માંડલ.

# બે બોલ.

આ લઘુ પુસ્તક પુજ્યશ્રી માણેકમુનિશ્રી પાસે તૈયાર થતાં તેઓશ્રીએ છપાવી પ્રસિદ્ધ કરવાનું કામ મંડળને સોપેલું તેથી અમો તેઓશ્રી (માણેકમુનિજી) ના પુર્ણ ઉપકારી છીએ. મંડળ પોતે બાલ્યાવસ્થામાં હોવા છતાં તેઓશ્રીની સહાયથી ટુંક મુદ્દતમાં પણ પુસ્તકો છપાવી પ્રસિદ્ધ કરવા શક્તિમાન થયું છે.

ચરાદનિવાસી રા. રા. લાલચંદ ભાયચંદે આ પુસ્તક છપાવામાં અમોને જે મદદ આપી ઉત્સાહી બનાવ્યા છે, તેથી તેઓશ્રીનો મંડળ પૂર્ણ ઉપકાર માને છે.

ઉક્ત શેઠજી ધાર્મીક હોઈ ધાર્મીક કાર્યોમાં પોતાની શક્તી અનુસાર સારી મદદ કરે છે તેમ બીજા પણ શ્રીમાન સદ્દગૃહસ્થો તેઓનું અનુકરણ કરી જ્ઞાન પ્રત્યે યથાશક્તિ ઉત્તેજન આપશો.

આ પુસ્તક છપાવતા સુધીમાં જેઓશ્રી તરફથી અમોને મદદ મળી છે તેઓશ્રીનો મંડળ અત્રે ઉપકાર માની વીરામે છે.

અમો છીએ,

**શ્રી જૈન મિત્રમંડળ યુવક વર્ગ.**

# વિશ્વાનુભવ.

**જ્ઞાને બોધ્યા ભવ્યને, છુટ્યાં જન્મ મર્ણ;**
**ત્રિલોકે પૂજાય છે, ચાહું અર્હત્ શર્ણ. ૧**

સંસારીક મોહજાળ કાપવાથી જેને કેવળજ્ઞાન પ્રાપ્ત કીધું અને જગતમાં પંચેંદ્રિ ભવ્ય મનુષ્યોને મુક્તિ અપાવ્યાથી તેમનાં જન્મ મર્ણ દૂર થયાં જેથી દરેક મોક્ષાભિલાષી જીવો, માણસો, તથા દેવતા, સુરઅસુરો આ ભવ અથવા બીજા ભવમાં પણ અમને મુક્તિ પામવાના કારણરૂપ હો તેમ ગણી સાક્ષાત હોય તો તેમની, નહિ તો તેમની પ્રતિમા બનાવીને પણ પૂજે છે, તથા તેમની વાણીરૂપ ઉત્તમ ગુણોને લેવા માટે ગુરુમુખે શ્રવણ કરે છે તે પૂજ્ય અર્હનનું શરણ હું ચાહું છું.

**વિનય થકી વિદ્યામણી; કીધું નિર્મળ મન;**
**અનુભવ લેવા નીકળ્યો, દેશવિદેશી જન. ૨**

એક શ્રીમંતનો પુત્ર કે જેની ઉમર ૧૫-૧૬ વરસની છે. તેણે માબાપને નમનપૂર્વક કુલાચાર્યથી સંસારીક વિદ્યાજ્ઞાન તથા કંઈક ધર્મગુરૂથી ધર્મજ્ઞાન પણ મેળવેલું છે અને સરલતાથી મન નિર્મળ છે, તથા પ્રજ્ઞ હોવાથી સમજી શકે તેવો છે.

તે વાંચેલું, ભણેલું સત્ય છે કે અસત્ય છે તથા આદરવા જોગ, છોડવા જોગ, સમજવા યોગ્ય શું છે તે અનુભવ લેવા પોતાનું રૂપ બદલી વિદેશી બની પરીક્ષા કરે છે.

**ધંધો તો હું જે કરૂં, થોડો લાભ જણાય;**
**તૃષ્ણા મોટી ચિત્ત રહી, કેમ મને સુખ થાય. ૩**

તેવામાં કોઈ હિણપુણ્ય (નિર્ભાગી) વીચાર કરે છે કે જે જે ધંધા હું કરૂં છું તે સઘળામાં થોડો લાભ મળે છે; અને મને તૃષ્ણા મનમાં ઘણી છે ત્યારે સુખ હું ક્યારે પામીશ.

**સાથે અમે બે નીકળ્યા, કીધો સરખો શ્રમ;**
**ચાલાકી પણ બહુ કરૂં, ધનવિણ ચિત્ત ભ્રમ. ૪**

વળી મારો સોબતી તથા હું સાથે નીકળ્યા, સરખો શ્રમ (મહેનત) કીધો તથા મારામાં જેટલી ચાલાકી (અક્કલ) હતી તે વાપરી તોપણ ધન વિના મારા ચિત્તમાં ભ્રમ થાય છે કે હવે હું શું કરૂં?

**પરણ્યો બીજી નારી જો, પુત્ર રમે ઘર એક;**
**ચુંબન કોમળ ગાલમાં, સ્વર્ગ સુખ તું દેખ. ૫**

પૈસા થવાથી પરણ્યો તેને એક પુત્ર પણ થયો અને તે નાજુક બાળના ગુલાબી કોમળ ગાલમાં તેનો પીતા હર્ષથી ચુંબન કરે છે. તું તારા સોબતીનું અહિં સ્વર્ગનું સુખ જો.

**પૈસાથી મારૂ કહો, આપે શ્રેષ્ઠ આસન.**
**નમે મોટા નીચા થઇ, ચેષ્ટા મોર વદન. ૬**

લોકો તેને ધનવાન જાણી આવે ત્યારે ભાઈ વિશેષણ લગાડી બોલાવે છે તથા સામે જઇ તેડી લાવી ઉંચા શ્રેષ્ટ આસન ઉપર બેઠક આપે છે, તથા તેને મોટી ઉમરના માણસો પણ વિનય સહીત નમે છે અને જેમ મોર વરસાદની રાહ જોઈ મધુર ગાયન કરે છે. તેમ પોતે પણ એ શ્રીમંતનાં ધનની લાલસાથી વિકસિત વદન કરી સામે તાકી રહે છે.

**માગે પણ મળતા નથી, ભોગવું ભારે ભીડ;**
**ખાંવાના કંકાસથી, નીત્ય સહુ હું પીડ. ૭**

હું પોતાના સગા મિત્રો, કુટુંબીઓની પાસે જરૂર પડે વેપાર માટે કે વખતે ઘરમાં ચીજ જોઇએ તે ઉધારે લેવા જાઉં તો લોકો તીરસ્કારથી "ઘરમાં નથી" કહી વાત કરતા નથી તથા આદરસત્કાર પણ કરતા નથી.

**લો કહેતાં લેતો નથી, નહી આપંશો વ્યાજ;**
**કાલાવાલા બહુ કરે, સુણે દીન અવાજ. ૮**

વળી તેજ સોબતીને ત્યાં કોઈ દ્રવ્ય આપવા ( વ્યાજે મૂકવા ) જાય ત્યારે કહે કે અમારે ખપે નથી, ત્યારે મારા જેવાનો તો ભરોંસો ન થાય તેથી તેનુંજ કહે કે વ્યાજ ન આપો પણ મુદલ પાછા આપજો. એમ બહુ કાલાવાલા કરે

ત્યારે દીન ઉપર ઉપકાર કરવાના બહાને તે ગરીબોનો અવાજ સાંભળી ધન સંગ્રહે છે.

**લોકો પણ અંધા ખરે, પૂર્વ ન આપે ધન;**
**તોપણ ત્યાં જઇ મૂકતા, સુખી થાતાં મન. ૯**

હવે તે લોકો પોતાનાં નાણાં મૂકતી વખતે જાણે છે કે આ માણસે પ્રથમ દેવાળું કાઢેલું છે, અને પરદેશમાં પેઢી માંડ્યા પછી ધનવાન થયા છતાં જુજ દેવું પણ કાયદા બહાર ગણેલું કહી આપતો નથી. ત્યારે તે પ્રત્યક્ષ દેવાળીયો જાણવા છતાં ત્યાં પોતાનાં નાણાં સહીસલામત ગણી મનમાં ખુશી થઈ નાણાં મૂકે છે.

**કાંતો ખાઈ અફીણ હું, કરૂં દેહનો ઘાત;**
**ધિક નિર્ધનની જીંદગી, ક્યાં કહું દુઃખની વાત. ૧૦**

હવે ઘણા વરસ સુધી ધીરજ ધરી પણ મારા દુઃખનો અંત આવતો નથી માટે અફીણથી જીંદગીનો અંત લાવું, કારણ કે આ દુઃખ કોઈ આગળ કહેવાય તેવું નથી.

**દીનવચન તેનાં સુણી, આપી ધનશ્રી ધીર;**
**દુઃખે દીલાસો આપતાં, તેને જાણો વીર. ૧૧**

તે શ્રીમંત પુત્ર તેનો આવો અધમ વીચાર જાણી ધન આપીને ધીરજ આપી કે આ હજારોની કીમતનું રત્ન લે અને સુખ ભોગવ, કારણ કે જગતમાં તેજ વીરપુરૂષો છે કે

જેઓ ગરીબો તથા અશક્તો તથા માંદાઓને વિના સ્વાર્થે તનમન ધનની મદદ કરી સુખી કરે છે.

**મનમાં આ નિશ્ચય થયો; પૈસાથી છે સુખ;**
**રૂપ ગુણ કામ આવે નહિ, સદા દુઃખનું દુઃખ. ૧૨**

પૈસેથી સુખી કરવા પછી નીકળતાં તે શ્રીમંતપુત્રને નિશ્ચય થયો કે આ જગતમાં જે સુખ છે તે સઘળું પૈસામાંજ છે, પણ તે પૈસા વિના રૂપવાળો કે અક્કલવાળો કે ગુણવાન હોય તોપણ તેના કર્મમાં દુઃખનું દુઃખજ છે.

**જોઉં હવે શ્રીમંતને, કેમ કરે વેપાર;**
**થઇ એનો મેમાન એ, દેખાડે છે માલ. ૧૩**

પછી તેજ શ્રીમંતને ત્યાં માલ લેવા વેચવાના બહાને પરદેશનો વેપારી બની મેમાન થઇ ઉતર્યો અને માલ દેખાડે છે તથા ગુપ્ત ક્રોધ પણ કરે છે.

**બઢો એક ગરીબ જે, પાડે ખોટી પાટ;**
**ચાંદીમાં ભેળજ કરે, નામે ચાલે ઠાઠ. ૧૪**

હવે તે શ્રીમંતની દુકાનમાં એક કોઇ ગરીબ માણસને ધંધો કમી ચાલવાથી પેટ ન ભરાયું ત્યારે તે શ્રીમંતની સાથે મળી ચોખી ચાંદીમાં તાંબાનો ભેળ કરી તેજ શ્રીમંતના નામથી સાચી પાટો તરીકે વેચાઇ જતી કારણ કે આ સંસારમાં "નામે ચોર માર્યો જાય ને નામે શાહુકાર કમાઈ ખાય"

તે અહીં બરાબર લાગુ પડતી હતી—અને બંને જણ તેમાં પાપના ભાગી થતા હતા.

**મારો પણ જે સોબતી, થઇ બેઠો છે શેઠ;**
**હું હું હજી લક્ષાપતિ, ખાઉં અન્ન ન પેટ. ૧૫**

વળી તે શ્રીમંતની ચેષ્ટા ઉપરથી જણાતું હતું કે તેની સાથે ભાગમાં વેપાર કરનાર પાંચ દસ લાખની આસામી શઇ ગયા અને પોતે તો હજી ફક્ત લક્ષાપતિજ, તેથી અન્ન પણ પેટ ભરીને ખાતો નથી—છતે ધને પણ કંગાલ જેવું દુઃખ ભોગવતો હતો.

**દેવું જ્યાં દેવાય નહિ, ત્યાં ધર્મ કેમ થાય;**
**દગો ભાઇને આપતાં, સુખે કેમ રહેવાય. ૧૬**
**કલેશે લેશ સુખજ નહીં, કેનું ધન કેહવાય;**
**મારામારી બહુ કરે, ફોકટ જન્મ ગમાય. ૧૭**

હવે તે શ્રીમંતને એટલો પૈસો છતાં પણ પોતાનું જુજ દેવું અપાતું નથી તો ધર્મ તો કેમ થાય. ( દાન કેવી રીતે દેવાય ) તેમ લોભની પ્રબળતાથી ભાઇ મરતાં ભાઇના કુટુંબનો પૈસો પોતાને ખાવા માટે તેના નામે ખોટી રકમો ઉધારી તથા ધર્માદા તેનું કહેલું દ્રવ્ય પણ ખાઇ ગયા તથા ભાઇનાં બીજા સગાઓ સાથે કજીયા પણ ઘણા થયા તથા લડનારો તે શ્રીમંત તથા તેના સગા સહાળા તે ધન મૂકી ગયા અને

મનુષ્ય જન્મ ફોકટ ગમાવી દીધો. ધન કોણ ભોગવશે તે તો કેવળી જાણે. તેવામાં વળી સંભળાયું કેઃ—

**ધન ધાલી બીજા તણું, બન્યો આપ શ્રીમાન્;**
**ગારા માટી ચુંથીને, મૂક્યા એણે પ્રાણ. ૧૮**

આ અનુભવ થતાં તેને જણાયું કે એક બીજો શ્રીમંત ઓચીંતો મરવાથી તેના દાગીના જ્યાં ત્યાં પચી ગયા તેમાંનો એકાદ હોંશીયાર વેપારી કપટથી માલ પચાવી બેઠો અને હવેલી બંધાવી પણ તે ભોગવતા પહેલાંજ વીજળીના ચમકારા માફક તેણે સુખ ભોગવી પ્રાણ મૂકી દીધા.

**રેલ તુટી માલજ ગયો, થયું મનુષ્ય નુકશાન;**
**તોપણ તૃષ્ણા ના જતી, છે એ દુઃખની ખાણ. ૧૯**

એવામાં સંભળાયું કે ત્રીજા શ્રીમંતનો માલ તથા પુત્ર રેલ તુટતાં નાશ થઈ ગયો તોપણ તેજ ધનની તૃષ્ણા હજુ કાયમ રહી વેપાર થાય છે અને એ દુઃખની ખાણ તૃષ્ણા મુકાતી પણ નથી.

**કરી સટ્ટા વેપાર એ, ધનથી ભોગવે સુખ;**
**દેવાળે ડરતો નથી, જો એનું સુખ દુઃખ. ૨૦**

એક શ્રીમંત તો બે ચાર વખત દેવાળાં કાઢી થોડું ઘણું દ્રવ્ય રાખી સટ્ટો કરે અને પાછો શ્રીમંત થાય કે મોજમજા કરે અને પાછો ખોટ આવતાં લોકનાં નાણાં ડુબાવે તેથી

જ્યારે કમાય ત્યારે લખેશરી ઉદાર લહેરી; અને કમળના જેવું વિકસીત વદન કહેવાતું તથા શેઠાણી પણ ગાડી ઘોડે ફરી બાઇ બાઈ કહેવાતાં પણ જ્યાં પાછા પૈસા જાય કે દાગીના સુધાં અડાણું મુકાઈ જાય અને શરમના મારે મોં પણ બીજાને બતાવાય નહિ.

**અનુભવ લૈવા જ્યાં ફરે, ત્યાં દેખે જે જન;**
**ઉપરથી સુખી દીસે, અંતર દાહ દહન. . ૨૧**

જ્યાં જ્યાં ફરે છે ત્યાં ત્યાં તે વેપારીઓ કોઇ વખત નફો કરે ત્યારે ઉપરથી સુખી દેખાય પણ પાછી ખોટ આવે કે સુખ પળમાં નષ્ટ થાય એટલુંજ નહિ પણ જ્યારે પૈસા હોય ત્યારે પણ લોભનો થોભ ન હોવાથી પોતાથી જે કોઇ વધારે શ્રીમંત હોય તેની સાહેબીનો દાખલો લેઇ રાતદીવસ ચિંતા કરતા જણાતા હતા. તેમનું હ્રદય ઈર્ષ્યાના દાહથી દહન થતું હતું.

**રાજ્ય તણા નોકર વળી, લોભે નહિ છૂટાંય;**
**સાચાનું જૂઠું કરે, મોહે કેમ મૂકાય. ૨૨**

આખરે વેપારીમાં ફરતો થાકી ગયો કે બધા વેપારમાં ખોટ નફો તો કાયમ છે. ત્યારે રાત્રદીવસ ચિંતામાં રહેવાનુંજ, માટે વેપાર કરતાં રાજ્યની નોકરી લેવી જોઇએ ત્યાં એક અમલદારને ત્યાં રહે છે.. ત્યાં પણ જોયું કે લોભથી તે પણ

છૂટયા નથી અને તે લોભે સાચાની તરફથી નં મળે તો જૂઠાને સાચો બનાવી તેનો માલ ખાઈ જાય અને બાપડો સાચો કાલાવાલા કરે તોપણ ખાંધેલા પૈસાથી સત્ય ન્યાય અપાતો નથી.

**પગાર મળે પચાસનો, સોનું ખર્ચજ હોય;**
**દેખાદેખી સૌ કરે, નિર્લોભીતો કોય. ૨૩**

મહિને પગાર મળે રૂપીઆ પચાસ ત્યારે મોભા પ્રમાણે ખર્ચ સોરૂપીઆ હોય, હવે તે ખર્ચ પૂરો કરવાને બાકીના રૂપીઆ મેળવવા અધમતા કરવીજ પડે અને જ્યારે હાથ નીચેના નોકરો કરે ત્યારે ઉપરી તેમને દબાવે તેથી તેનો પણ ભાગ રાખવો પડે તેથી નિર્લોભી તો કોકજ રહે.

**મહોર બગાડી રાજ્યની, મળે રૂપીયો એક;**
**પકડાતાં દુર્દશા વળી; કયાંથી સુખનો લેશ. ૨૪**

હવે તે અધીકારી જો લાંચ લેવા જાય તો રાજ્યની એક મહોર (રૂપીયા પંદર) છોડી દે, ત્યારે સામેનો ધણી એક રૂપીઓ બક્ષીસુ આપે. આવી રીતે ઘણા ગુન્હા કરે ત્યારે પ્રજા પોકાર કરી પોતાનું કામ બગાડેલું રાજ્યને ફરીયાદ કરે ત્યારે રાજાને તો એવડી દાઝ ચડે. કે આ અમલદાર માંહોમાંહેના કજીયામાં પણ લાંચ ખાય છે. તેમ મારા મેહેસુલમાં પણ બીગાડ કરે છે ત્યારે તેને પુરી - શિક્ષા કરે છે. પૈસા

ઘરબાર લૂટી લે છે અને કેદખાનામાં નાંખે છે અથવા જુલમી રાજ્યમાં તો નાક કાપી ગધેડે બેસાડી દેશનિકાલ પણ કરતા હતા. આવી જ્યારે શિક્ષાંનો નિરંતર ભય રહે ત્યારે બાપડા રાજ્યાધિકારીને સુખનો લેશ પણ ક્યાંથી હોય ?

**લાંચ કદી'લેવી નહિ, ઇચ્છે સદ્ગુણી મન;**
**નોકરી નિશ્ચે છોડવી, કે નીજ ખોવું ધન. ૨૫**

હવે કોઈ પ્રમાણીક નોકર લાંચ લેવા ન ચાહે તો તેણે અવશ્યે નોકરી છોડવીજ પડે, કારણ કે પગારમાં ઘરનું પૂરૂં ન થતું હોય તો ઘરનું ખર્ચ તો નભાવી લે પણ મોટા પુરૂષોનાં મન સાચવવાં પડે. તે વિના પૈસો થઈ શકે નહિ તેથી આંખરે થાકીને નોકરી છોડવીજ પડે છે. વળી,

**વળી એક એકના દ્રેષથી, જુઠી ચાડી ખાય;**
**સાચાનું જૂઠું કર્યું, હવે આપ પસ્તાય. ૨૬**

દરેકને પૈસાની તેમજ ઉંચે પદે ચડવાની મોટી આકાંક્ષા હોય છે, તેથી કંઈક કોઈની ચોરી થઈ તેના ચોર ન પકડાયા અથવા ખોટા ગુનેહગાર પકડ્યા તેમાં અજાણથી કોઇને સતાવતાં તે મરી ગયો તો તેના બીજા સોબતીઓ દ્વેષ બુદ્ધિથી તેના ઉપર ફરીયાદ "કરાવે તેથી ખોટુંજ તોહમત આવ્યું હોય પણ છૂટવું મુસ્કેલ થાય છે તેથી પોતાને હવે પૂર્વે લાંચ ખાવા માટે જે પોતે જુઠું સાચું કર્યું હતું તે હવે પસ્તાય છે.

**કેદીને શિક્ષાં કરી, નિશ્ચે નહી આજ્ઞાનં;**
**અધર્મીના પ્રપંચથી, બહુના જાતા પ્રાણ. ૨૭**

હવે તે અમલદારો પ્રમાણીકજ હોય પણ લુચ્ચા શાક્ષીઓનો જગમાં તોટો નથી, તેથી પ્રપંચીઓ ખોટા દસ્તાવેજ તથા શાક્ષીઓ કરી ન્યાયાધીશના મન ઉપર એવી છાપ બેસાડે કે તે સાચોજ છે, તેથી આખરે સાચો હોય તે જુઠો થાય અને પોતાની લાજ રાખવા બાપડો આપઘાત પણ કરે છે.

**પૂરાવો લાવો તમે, કે ચોરીનું ધન;**
**ચોરી શું કહીને કરે, સાક્ષી રાખે જન. ૨૮**

ન્યાયી રાજ્ય હોય તોપણ પૂરાવા ( શાક્ષી ) વિના કે ચોરેલા માલના પૂરાવા વિના અમે શું કરીએ એમ કહી ન્યાયાધીશ છૂટી જાય તે વખતે તે બાપડો જેની ચોરી થઈ હોય તે રડીને કહે કે હે મહારાજ! શું ચોરટાઓ ચોરી કરવા આવે ત્યારે શું પહેલું કહેવડાવતા હશે કે જેથી અમે ચોરી વખતે શાક્ષી રાખીએ અથવા તે ચોરટાઓ શું માલ જાહેર વેચે છે કે ઓળખીને પકડી આપીએ.

**લોભ ન છૂટે બાપનો, રાખે ખોટું તોલ;**
**શરમજ તેની ત્યાગીને, મારો રાખ્યો બોલ. ૨૯**

સંસારમાં લોભના લીધે વેપારીઓ ખોટાં કાટલાં લેવા દેવાનાં જુદાં રાખે છે તેવા એક જણે ખોટાં કાટલાં રાખ્યાં;

તે વાત ફૂરીયાદ થતાં તેના પર પૂરાવો સાબીત થવાથી તે-નાજ ન્યાયી દીકરાને પાળક ભણાવનાર—ઉંચે હોદ્દે પહોંચાડનાર પીતાની પૂર્વની સઘળી શરમ તથા ઉપકાર વીસારી તેને ભરબજારમાં ફટકા મારી પોતાનો બોલ રાખવો પડયો.

**કાકા મામા કોઈ છે, વળી મળ્યા જો મીત્ર;**
**શિક્ષા તો કરવી પડે, ન્યાયી હોય પવિત્ર.** ૩૦

• હવે જે જે અમલદાર હોય તેના સગા બધા એક સરખા પ્રમાણીક હોતા નથી તેથી તે સગા કે મિત્ર હોય તેમને જ્યારે ગુન્હામાં આવે ત્યારે ન્યાયી અમલદારે પવિત્ર ન્યાય પ્રમાણે શિક્ષા કરવી પડે છે.

**વહાલા ત્યાં સુધી રહે; ગાયું તેનું ગાય;**
**અક્ષર બે સાચા કહે, તે પણ વિપરીત થાય.** ૩૧

આ બધા મિત્રો તથા સગાં પોતાના ઉપર પ્રીતી રાખનારા કયાં સુધી રહે છે કે જ્યાં સુધી તેમનું સઘળું હા હા કહે. પણ જો તે સગાંને ન્યાયથી ચાલવા બે કડવા અક્ષર હિત શિક્ષા તરીકે કહે કે તુર્ત વહાલા પણ વીપરીત એટલે દુશ્મન થાય છે.

**બડા બન્યો, પંડીત તું, કે જુવાની જોર;**
**માઝા સૌની ત્યાગે છે, જેમ હરાયું ઢોર.** ૩૨

હવે તે વહાલાંઓ તેને ધિક્કારની વાણીથી ગુસ્સાભેર કહે છે કે હવે આજ કાલનો અમલદાર બનેલો મોટો પંડીત

થઇ ગયો છે અથવા તો જુવાનીનું જોર આવ્યું છે તેથી અમારા જેવા મોટાઓની પણ શરમ મૂકી દે છે. જેમ હરાયું ઢોર ધણીને પણ ન છોડે-મારવા જાય તેમ અમે તારા પાલકપોષક તેમને પણ તું શિખામણ દેવા નીકળે છે.

**કાળું મોં તેનું કરી, તેથી છૂટો થાય;**
**લાગી વાંસે નાર તો, ન તેથી છૂટાય. ૩૩**

હવે તે અધમ સગાં તથા મિત્રોને લૂચ્ચા જાણી તેમનાથી પ્રસંગ ઓછો રાખે છે પણ જે બાઇડી પરણી લાવ્યો તે-નાથી છૂટાતું નથી.

**જગમાં બળ છે નારીનું, રાતે કરે સંતાપ;**
**દહાડે પણ કંટાળતો, ક્યાંરે દુઃખનું માપ. ૩૪**

આ જગતમાં ખરેખર નારીનું જોર છે કારણ કે ધણી રાજ્યના ટંટા ચૂકવી શાંતિ લેવા ઘેર આવે છે ત્યારે દીવસે તેના સગાં સાળા વિગેરે બાઇડીઓને શીખવી રાખ્યું હોય તે રાતના ઠપકાપૂર્વક કટાક્ષનાં વચન કહી કાળજું વીંધે ત્યારે દહાડે પ્રાણ શ્રમ અને રાતના કંકાશ કરે ત્યારે આ બીચારાના દુઃખનું માપ ( હદ ) કેવી રીતે રહે. ?

**માતા સમ રહે ભોજને, ઘર કાર્યમાં દાસ;**
**શયને એ રંભા પેરે, ગુણોમાં સુખવાસ. ૩૫**

હવે સંસારમાં ગૃહસ્થોને હજારો વિટંબણા છે તેમાં પણ

જરા પણ શાંતિ લેવાનું સ્થાનક ગુણવાન સ્ત્રી હોય તોજ મળે, કારણ કે સ્ત્રી જ્યાં સુધી પતિના આશ્રય નીચે છે ત્યાં સુધી અવશ્યે તેણીએ પતિને ભોજન અવસરે માતા જેમ પુત્રને પીરસે તેવો ચાહ રાખવો જોઇએ અને ઘરના કામમાં જેમ દાસ પૈસાની આકાંક્ષાથી રખે તે કામ બીગડતાં મને કાડી ન મૂકે તેમ ગણી અપ્રમાદી થઈ કામ સંભાળથી કરે છે; તેમ આ પણ પોતાના પીતાના કે સગાંનું સઘળું વૈભવ સુખ વીસારી પતિની કમાણી પ્રમાણે ઘરવહેવાર કરવો, અને લોકમાં આબરૂ વધારવી, અને પતિના સંસારવિષયમાં અપસરા જેવી રીતે દેવતાનાં મન રંજન કરે તેવી પ્રીતિ રાખવી જોઇએ. કે પતિ અધમ દુષ્ટ સ્ત્રીઓના કામવીકારને વીસારી સ્વદારા સંતોષી (પરણીયત સ્ત્રી સિવાય સર્વને ત્યાગી) થાય.

**હીરાની આશા થકી, ખોદે પત્થર ખાણ;**
**બહુ શ્રમ વેઠે બહુ જણાં, મળે ભાગ્ય પ્રમાણ. ૩૬**

આ જગતમાં ઘણા માણસો હીરા મેળવવા ઘણો પ્રયાસ કરી મોટી મોટી પત્થરની ખાણો ખોદી દુઃખો વેઠે છે. તોપણ ભાગ્ય પ્રમાણેજ મળે છે એટલે પૂર્વ પુણ્ય હોય તોજ હીરો મળે તેમ પૂર્વે ઘણુંજ પુણ્ય કર્યું હોય તો સ્ત્રી સારી મળે છે.

**ઘરમાં પણ કુટજ પડે, સ્પર્ધી શત્રુ હોય;**
**વ્હાલાં પણ વેરી થયાં, મૂકી નોકરી રોય. ૩૭**

હવે જ્યારે સ્ત્રીના કહેવાથી પણ આ ન્યાયી હોય ત્યારે અધર્મ ન કરે ત્યારે સ્ત્રી પણ સગાંની સાથે મળી અને તેના બીજા નોકરીવાળા તો આ ન્યાયી અમને લાંચ લેવામાં અંતરાય કરનાર છે તેથી તેઓ પણ શત્રુ તરીકે કાવત્રામાં શામીલ થઈ અનેક તહોમત તેના ઉપર મૂકાવે છે ત્યારે બાપડો આ નોકરી છોડી એકાંતમાં રડે છે.

**સમજે નહી વ્હેવારમાં, વર્ત્તે દુનિયા જેમ;**
**સુખ તો તેથી પામતા, વદે અધર્મી એમ. ૩૮**

જ્યારે આ ન્યાયી છતાં પણ નોકરી છોડે ત્યારે તેનાથી વિપરીત થયેલા અધમો તેના સાંભળતાં મુંહોમાંહે વાતો કરી તેને દાઝયા ઉપર ડામ દે છે કે આ ભણ્યો પણ ગણ્યો નહીં. જો દુનિયાના વ્હેવાર એટલે સૌ ચાલે તેમ ચાલવું, પછી ન્યાય અન્યાય ઉંચો મૂકવો, જો તેમ કરવાથી આપણે બધા કેવા સુખી થયા અને આ પોતાની હઠથી પણ કેવું દુખ તથા તીરસ્કાર પામે છે.

**ધિક ધિક મારો જન્મ છે, કર્યા ખરે મેં પાપ;**
**આઉખાનો અંતજ કરી, કાપું સૌ સંતાપ. ૩૯**

ત્યારે આ બાપડો કંઠાળી મનમાં પસ્તાય છે કે મેં નિશ્ચે પૂર્વે ઘણાં પાપ કર્યાં છે. આ ભવમાં તો ન્યાયે ચાલ્યો છું. ત્યારે આવાં કષ્ટ હ્રદયભેદક વચન સાંભળી બેવડું દુઃખ સહન

કેવી રીતે થાય, માટે કોઇ પણ રીતે મરી સંતાપ મટાડું.

**ફક્ત વહેવારી જ્ઞાનથી, પરભવ ન સમજાય;**
**ફાંસો ઘાલે કંઠમાં, સજ્જન સંગમ થાય. ૪૦**

નિસ્પૃહી સદ્‌ગુરૂના સમાગમ વિના નિશાળના શિક્ષકોથી પરલોક સંબંધી જ્ઞાન ન મળવાથી ફક્ત મૂઆ કે છૂટયા તેમ ગણી એકાંત જંગલમાં મરવા જાય છે કે આગળ કહેલો સજ્જન જગનો અનુભવ લેનારો આવી ચડયો.

**ચેહરો ફીકો ગુણ નહીં, જાણી અજાયબી થાય;**
**કેમ કરો અકાર્ય આ, એવડું દુઃખ પમાય. ૪૧**

એકદમ દોડતો જઈ ફાંસો તોડી તેને બચાવી લીધો અને તેને આશ્વાસ આપી (સ્થીર કરી) શાંતતાથી પૂછ્યું કે આપનો ચહેરો જો કે ફીકો છે તો પણ આપની દૃષ્ટિથી જાણું છું કે આપ મહાગુણી પુરૂષ છો. તે દેખી મને અતી અજાયબી થાય છે કે આ અણઘટતું કાર્ય શા માટે કરો છો કારણકે જે વખતે ફાંસો ખાય છે ત્યારે પ્રાણ જતાં સુધી ઘણી વિટંબના થાય છે તેથી તે વખતે મનમાં અનેક દુષ્ટ વિકલ્પો ઉભા થઇ પોતાનું બગાડનારા ઉપર ઘણો દ્વેષ થાય છે, તેવા રૌદ્રધ્યાનથી કે ફાંસાની પીડાથી–આર્તધ્યાનથી અહીં પણ દુઃખ ભોગવે અને મરીને દુર્ગતિમાં જાય છે. એવું શું તમે કોઈ પણ દીવસ સાંભળ્યું નથી ?

**ગુરૂને ગણતો નહીં, શાસ્ત્ર ધન સાધન;**
**નીતિથી ફક્ત ચાલવું, માન્યું એજ વચન. ૪૨**

ત્યારે ન્યાયી બોલ્યો કે તમારૂં કહેવું યોગ્ય છે પણ તે વાત તો માબાપો સંસારના ભોગમાં રાચે, તેથી રખેને અમારો છોકરો ગુરૂની સોબતમાં રહી વૈરાગી ન બની જાય, તેવા ડરથી નાનપણમાં જવા દેતા નહોતા અને મોટો થયા પછી નિશાળના સોબતીઓથી સાંભળતો કે શાસ્ત્ર અનેક પ્રકારનાં ગપ્પાં ઠોકી ભોળા જીવોને લૂટવા માટે ગુરૂ બની બેઠેલાઓને અવશ્યે માન આપવાને બદલે કોઇ દિવસ માથું નમાવવું નહિ. પણ ફક્ત નીતિથીજ ચાલવું એવું રોજ સાંભળવાથી તેજ વચન માની ગુરૂથી દૂર રહ્યો છું.

**લોકોની વાણી થકી, હવે કાંઇક સમજાય;**
**શર્મ મને આવે ઘણી, બહાર કેમ નીકળાય. ૪૩**

પણ હવે અનુભવથી તથા લોકોની તિરસ્કારની વાણી પરથી થોડું સમજાય છે કે પૂર્વભવ છે, અને પૂર્વભવ હોય તો પાછળ પણ ભવ કરવા પડશેજ, પણ જો કદી અહીંથી બહાર જાઉં તો વળી લોકો બેવડો ચીડવશે, અને જો ગુરૂ પાસે જાઉં તો તે પણ નિર્ધન જાણી તિરસ્કાર કરશે.

**રાજ્ય દેવગુરૂ કને, પૈસો પામે માન;**
**હોદ્દા તે શેઠાઇઆ, પામી કરે ગુમાન. ૪૪**

કારણ કે જ્યાં ત્યાં સંભળાય છે કે મોટા રાજાઓની સભામાં કે દેવમંદીરમાં કે મહાત્મા બનેલા ગુરૂઓ પાસે ધનવંત જાય તો આવો આવો કરે, પણ બાપડો કોઇ ગરીબ ગયો હોય તો ગુરૂ પોતે કે તેના આજુબાજુ બેઠેલા પોતાને પૈસાથી મળેલી શેઠાઇ, મોટાઇ તથા હોદ્દા અથવા ચાંદ મેળવેલા હોવાથી તેનું અપમાન કરે છે.

**અનુભવ લેવા હું ફરૂં, તેમાં થા સામીલ;**
**પૂરૂં તારૂં હું કરૂં, કર ના હવણાં ઢીલ. ૪૫**

હે મિત્ર ! તું ગઇ વાતનો પસ્તાવો ન કર. જગતમાં સંસારી ગૃહસ્થીઓ જેવા અધમો સંભળાય છે તેવા ગુરૂનામ ધારકો પણ બદમાશો હોય છે માટે ગૃહસ્થાવાસમાં રહેવું કે શું કરવું તે અનુભવ લેવા માટે ફરૂં છું તો હવે તું પણ સાથે સામીલ થઇ જા. અને ત્યાં સુધી મારી પાસે ધન છે તેથી તને સઘળું ખાવાનું સાધન મળી શકશે.

**વેપારી મિલાપથી, નોકરી અનુભવ તુમ;**
**વકીલોને શોધો હવે, શાંતિ છે કે બૂમ. ૪૬**

વેપારીઓના અનુભવથી વેપારમાં દગા ફટકાજ છે તેમ નોકરીના દુઃખથી તમે કંટાળ્યા છો તો હવે જે વકીલો છે તેને શોધીએ. તેમને પણ શાંતી છે કે બૂમ ( ગભરાટ ) છે.

**બગીચે મુસાફર બની, સાંભળે થાતી વાત;**
**ચાલે કજીઓ જેમનો, જીતે તાળી હાથ. ૪૭**

બંને જણા જ્યાં ફરવાની તથા હવા ખાવાની જગ્યા હોય ત્યાં હજારો લોકો સાંજના હવા ખાવાને આવે છે. ત્યાં વાતો થતી હોય તે સંભળાય છે કે ફલાણાના કજીઆનો પૂરાવો જોતાં જરૂર એ જીતશે. એમ વાતો કરતા હતા અને જીતવાની અણીપર આવેલાઓ મિત્રોના હાથમાં તાળી આપતા હતા.

**કુબુદ્ધિ એક વાપરી, કીધાં ખોટાં શીલ;**
**ખોટા દસ્તાવેજથી, બન્યો આપ અમીર. ૪૮**

હવે વિના મહેનતે એકદમ શ્રીમંત થવું કોને ગમતું નથી? તેમ ધારી એક યુવાને ખોટાં સીલ કરી તથા મોટી મોટી મીલોના ડીરેકટર, એજંટની સહી એક જેવી કરી તેવા ખોટા શેરો, ડીબેંચરો બનાવી લોભીઓને મોટા વ્યાજને બાને વ્યાજે મૂકી ગીરવી નાણાં લેઈ પોતે અમીર બની ગયો હતો.

**લોભ કદી મટતો નથી, પૃથ્વીનું મળે રાજ;**
**પૂર્વ કર્મ સંબંધ થકી, મળી વકીલની સહાય. ૪૯**

હવે આ અમીર બનેલો તેને શોખ મેળવવા છતાં, રખેને આ નાણું લેવા આવે મારૂં પોગળ પકડાઈ જાય, ત્યાં સુધી કોઈ પણ રીતે નાણું મેળવી શાહુકાર બનું. તેવામાં એક વકીલ જેવો બનેલો ત્યારથી પ્રપંચ કરતો નહોતો તે હવે થાકી માન મૂકી શેઠીયાની ગુલામગીરી કરવાનો અભ્યાસ પણ કરતો હતો.

**જુના હોય જે શેઠીયા, તેના જુના વકીલ;**
**આ બેની જોડી મળી, કર્મ તણું જ્યાં શીલ. ૫૦**

હવે ગુલામગીરી કરવા છતાં પણ આ નવો પ્રપંચ શું સમજે તેમ ધારી જુના વકીલો બધી વાતના પહોંચેલા તેમને શોધતા હતા ત્યારે પેલા પણ યુવક પૈસાના લોભી ભપકાબંધ થઈ શિકાર શોધતા હતા તેમને આ ઓચીંતી ભેટ થઈ.

**આપ ઘણા હોંશીયાર છો, પહેલે નંબર પાસ;**
**કેસે કેમ આવો નહી, વળી દીસો ઉદાસ. ૫૧**

ત્યારે વકીલને આ યુવાન શેઠ પૂછે છે કે આપનું નામ તો સાંભળી મને અજાયબી થાય છે કે આપ ઘણા હોંશીયાર છો અને દરેક વખતે પહેલે નંબરે પાસ થયા છો અને વકીલાતની સનંદ પણ મેળવી છે ત્યારે શા માટે કેસો લેતા નથી અને આપ ઉદાસ કેમ દેખાઓ છો ?

**વગ વિના મળતા નથી, નહી અધર્મ કરાય;**
**કોના આગળ કહું હવે, શાણાને સમજાય. ૫૨**

આપ શ્રીમંત છો, અને ઉમર નાની છતાં મહા ગુણવાન તથા ગંભીર છો કે જેથી મારા જેવા સામાન્યની સાથે પણ મિત્રતા રાખવા ચાહો છો તેથી કહું છું કે "જ્યાં વગ ત્યાં પૈસાનો ઢગ" અને બાકી તો ગમે તેવા પ્રપંચ કરી સાચાના જુઠા કેસ કરી ઘરાકને જીતી આપીએ તો ધન મળે ત્યારે

તે ઇચ્છતો નથી, માટે આ દુખની વાત કોઇને કહેતો નથી પણ આપ જેવા શાણા પુરૂષને તો સમજાય છે.

**ઠીક હાથ આવી ગયો, શોધું સોબતી અન્ય;**
**વારસો કોઇનો લૂટીએ, ધનથી વાહ છે ધન્ય. ૫૩**

ભાવતું હતું ને વૈદે કહ્યું. આની સાક્ષીથી હવે જોઇએ તેવાં નરકટ રચાશે માટે કોઇનો વારસો શોધીએ કે બીજા સોબતી-ઓને સામીલ કરી ધન ભેગું કરીએ કારણ કે ધનથી લોકમાં ધન્ય (વાહવા) કહેવાય છે.

**વીલ વિના મૂઓ કોઇ, મૂકી વિધવા એક;**
**વારસ એકને સ્થાપવા, કીધો ખોટો લેખ. ૫૪**

કોઈ (શ્રીમંત) ઓચાંતો વીલ કીધા વિના મુઓ, તેથી તેની વિધવાથી છૂપોજ કોઈ તેના દૂર સગાને ભાગીયો કરી એક ખોટો દસ્તાવેજ મરનારની સહી સાથનો કર્યો, કારણ આ યુવાને તેના અક્ષર કોઈ પણ કારણે-ઘરમાં જવા આ-વવાના બહાને કાગળ અથવા ચોપડાથી મરનારના અક્ષર બરોબર સહી કરી તૈયાર કર્યો.

**બંનેને પ્રીત જામતાં, મિત્ર કેમ ઉદાસ;**
**વકીલ ભોળા દીલનો, નવ જાણે આ ફાંસ. ૫૫**

હવે જ્યારે બંને જણાંમાં ઘણી પ્રીત જામી ત્યારે એક દિવસ તે દુષ્ટને જાણી જોઇને ઉદાસ બનેલો મહા સંકટમાં પડેલો

દેખી વકીલે પૂછ્યું કે આપ કેમ ઉદાસ દેખાઓ છો. પણ તે ભોળા દીલનો હોવાથી આ ફાંસ (પ્રપંચજાળ) જાણતો નથી.

**મારે ઘેર આવી કર્યું, પુત્ર વારસ વીલ;**
**આળસમાં અટકી ગયું, સાક્ષીની રહી ઢીલ. ૫૬**

તેથી દુષ્ટ કહેવા લાગ્યો કે મારો એક મિત્ર (અમુક સખ્સ) પોતાનો મરણકાળ આવ્યો જાણી મારા વિશ્વાસે આવી સંતાન ન હોવાથી તથા સ્ત્રીની અવસ્થા પ્રૌઢ ન હોવાથી પોતાની તમામ મીલકતનો વારસ અમુકને ઠરાવેલ છે. વિધવા તથા ધર્માદામાં યથાયોગ્ય આપવાનું કરેલ છે પણ પોતાની આળસમાં સાક્ષી કરાવવી રહી ગયેલ છે, અને તે ઓચીંતો મરી ગયો છે તેથી સાંચું વીલ, તેની વિધવા બીજાની શીખવણીથી સઘળી મીલકત મેળવવા ખોટું ઠરાવવા કોર્ટમાં જશે. માટે હવે મિત્રની મિલકતની વ્યવસ્થા સ્ત્રી અણઘટતી રીતે કરશે તથા તેનો અમુક સગો ખરો હકદાર ખોટો ઠરશે. જો હું પણ તેમના બંનેના કજીઆમાં સાક્ષી પુરૂં તો ન્યાયને આંખ નથી તેથી મારા એકલા ઉપર વજન ન પડતાં મારે પણ જોખમમાં આવવું પડે. માટે છતું સાચું જુઠું ગણી રદ કરવા વખત આવેલ છે.

**જો કામે આવે નહી, તો શાનો એ મિત્ર;**
**પરમાર્થે વાણી વદો, જેથી જાણું પવિત્ર. ૫૭**

વકીલ નીખાલસપણે બોલ્યો કે આપ કેમ ઉદાસ થાઓ છો, મારા યોગ્ય જો એમાં કામ. હોય તો કહો હું તમારા તરફથી લડીશ; કારણ કે આમાં તમને તો પરમાર્થ છે. વળી તમારા જેવા ધનવાન છતાં સરળતા તથા લઘુતા થોડામાંજ હોય છે તેથી આપને પવિત્ર જાણું છું.

**વાત આપ સાચી કહો, આબરૂ એથી જાય;**
**ધન નાશ થાતું ભલે, અપજશ કેમ જીવાય. ૫૮**

તમે સાચું કહો છો પણ મારી સાક્ષી ઉપર ફક્ત તે વારસ થઈ લઢવા જાય અને કદાચ હારી જાય તો તે વારસનું તો ધનજ થાય પણ મારી સાક્ષી ખોટી અને હું ખોટો ઠરૂં તો પછી મારે દુનિયામાં મોઢું કેવી રીતે દેખાડવું ? તે કરતાં બહેતર છે કે તે લખત રદ કરી મારે તેના વારસને પોતાના મિત્રનોજ ખરો પુત્ર ગણી ઘરનું ધન આપવું પણ આવો અપજશ પામી જીવવું નહીં.

**ઉપાય તો એકે નથી, પણ જો આપની મ્હેર;**
**પણ કષ્ટે કે'વાય કેમ, થાતું મિત્રે વ્હેર. ૫૯**

હવે બીજો ઘણો વિચાર કર્યો પણ કંઈ સુજતું નથી અને એક ઉપાય છે તે તમને કહેવા યોગ્ય નથી કારણ કે ખરા મિત્ર હોય પણ જો પોતાનું કષ્ટ તેને ઉપાડી લેવા કે મદદ માગવા ઈચ્છીએ તો પ્રથમની મિત્રતા દૂર થઈ વૈર થાય છે.

**મિલકત મોટી દેખીને, વારસ પણ લલચાય;**
**બૈરીના સંબંધીઓ, નિશ્ચે લડવા જાય. ૬૦**
**મારે કંઇ ખાવું નહીં, સાચું બોલે પીડ;**
**જો તે ખોટું કદી ઠરે, વ્યર્થજ મુને ભીડ. ૬૧**

હવે આ મીલ્કત મોટી છે. મરનારને તે વારસ વ્હાલો હોવાથી વાતચીતમાં સૂચવ્યું હતું કે હું તનેજ વારસ ઠેરવીશ. તેમ તે મરનારને મારે સંબંધ હતો તે પણ વારસ જાણે છે. શું વીલ કર્યું છે તે વાત જાણે છે તેથી મારે તે બતાવ્યા વીના પણ છૂટકો નથી તેમ સ્ત્રીના સંબંધી તે ખોટું ઠરાવવા પણ ચૂકશે નહિ. તેથી તેમાં મને કંઈ લેવાદેવા નથી પણ સાચું બોલવામાં પીડા છે અને તે જો ખોટું ઠરે તો તેમની બંનેની પીડામાં મારે ઘરનું દ્રવ્ય ખરચી સાચું કરવા લડવું પડે ત્યારે હવે તે કરતાં મરવું બહેતર છે કારણકે સત્પુરૂષો અપજશ લેવા કરતાં મરવું વધારે સારૂં ગણે છે.

**ધન તન સાથ આવે નહીં, સોંપુ તમને આજ;**
**દીલાસો વારસ દઈ, કરજો ઘરના સ્હાજ. ૬૨**

જીવ પોતાના પુણ્ય પાપ કે કીર્તિ અપકીર્તિ સાથે લેઇ જાય છે પણ ધન અને તન તો અહીંજ રહેવાનું છે માટે તે બંને તમને સોપું છું. એટલે મુઆ પછી કાયા ન ચુંથાય તેની સંભાળ રાખજો તથા ધન જે છે તે વડે આપ ઘરના

માણસોની ખબર રાખજો તથા જે વારસ મરનારનો છે તેને તેનું વારસ વીલ આપવા કરતાં મારૂં ધન આપી તેને સંતોષ કરજો.

**અહો તમારી ધીરતા, તજો પરાર્થે પ્રાણ;**
**ત્યારે ઉપાય જે કહ્યો, રાખો નવ અંજાણ. ૬૩**

શું તમારી ધૈર્યતા? શું તમારી ગંભીરતા કે આ નજીવી બાબત માટે પારકાના કામમાં પણ પ્રાણ તજો છો. ત્યારે જે પ્રથમ ઉપાય કહેતાં મને અચકાતા હતા તેથી શા માટે મને અંજાણ રાખો છો.

**માથે ભય આવી પડ્યું, અન્યને ન દેવાય;**
**કર્મે આવ્યુંજ ભોગવે, જેથી ચૂપ રહેવાય. ૬૪**

જેવું મારે માથે ભય છે તે બીજાને માટે ઢાળવું પડે તે શું યોગ્ય છે? અને તેથીજ કહેવાય છે કે ભાઈ! કર્મે આવ્યું તેજ ભોગવે માટે ચૂપ રહ્યો છું.

**સાક્ષી મારી હું કરૂં, તેવું ઇચ્છો દીલ;**
**પ્રાણ બચાવા કારણે, સાચે શું છે ઢીલ. ૬૫**

તમારા ભાવાર્થથી મને સમજાય છે કે મારી જો હું શાક્ષી કરૂં તો આ મારી સ્વતંત્ર શાક્ષીથી તથા મોભાથી આ દસ્તાવેજમાં પછી અવિશ્વાસ રહેશે નહિ. આવું તમે દીલમાં ધારો છો પણ હું નજરે જોયા વિના સાક્ષી કેમ કરૂં? તેમ

ધારી અચકાઓ છો પણ તમારા પ્રાણ બચાવા માટે તથા તમે પ્રમાણીક થઈ મને તેમાં સાક્ષી કરાવા ઇચ્છો છો તો મને જો કે યોગ્ય નથી તોપણ સત્ય જૂઠ થતું હોય તો સાક્ષી કરવામાં ઢીલ કરીશ નહીં.

**ના ના કહી વિશ્વાસમાં, કાઢયું નિજનું કામ;**
**ઇચ્છા વિણ ધન મોકલે, દુષ્ટ દુર્ગતિ ધામ. ૬૬**

આ પ્રમાણે જ્યારે વકીલે કહ્યું ત્યારે પોતે ફરીથી વકીલને ના પાડયું કારણ કે નાહક તમને શું કામ તસ્દી આપવી? એમ ઘણું કહી વીશ્વાસ પાડી તેની સાક્ષી કરાવી વીલ પોતાની પાસે રાખી લીધું, તથા તે વકીલ તેના માટે કંઈ ધન માગતો નહોતો પણ તેને ધનનો ઘણો ખપ છે તેમ ધારી આ દુર્ગતિનું સ્થાન એવો કપટી અનેક બાનાં કાઢી સ્વાર્થે સાધવા ધન મોકલતો હતો.

**મર્ણ શોક દૂરે થતાં, સ્ત્રીથી વહીવટ થાય;**
**વારસ આવી વળગતો, બંને લડવા જાય. ૬૭**

મરનારની મરણક્રિયા કરવા પછી તથા શોક દૂર થયા પછી સ્ત્રીએ મીલકતનો વહીવટ કરવા શરૂઆત કરી કે વારસ બનેલો પોતાનો હક બતાવી તે માલીક થવા માગ્યું તેથી બંને જણાં લડવા ગયાં.

**જે જાય દરબારમાં, નાશ થાય ઘરબાર;**
**પણ લક્ષ્મીના લોભથી, ધન તન થાય ખુવાર. ૬૮**

આખું જગત જાણે છે 'કે જે જાય દરબાર તેનાં જાય ઘરબાર' એટલે ઘરમાંનું ધન તથા બહારનું લેણુંદેણું લડવામાં નાશ થાય પણ લક્ષ્મીના લોભથી કોર્ટમાં લડવા જાય છે તેથી ધન તો નાશ થાય પણ તેની ચિંતામાં શરીર પણ ઘણું દુઃખ ભોગવે છે.

**સાક્ષી તો સાચી ખરી, કોરટમાં દેખાય;**
**વારસ પણ સાચો ઠરે, ધન તેને દેવાય. ૬૯**

**એકની ઉપર એક છે, લડતાં લાગે દીન;**
**પાપ ક્યાં સુધી છૂપે, હારે જે ભાગ્યહીન. ૭૦**

દસ્તાવેજ કોર્ટમાં દાખલ થયો, વકીલની સાક્ષીથી તે વારસ જીત્યો પણ તેને ધન અપાયા પહેલાં બીજી કોર્ટમાં જતાં દિવસ લાગ્યા તેવામાં તે કપટીએ કરેલા ખોટા શેરો વિગેરે કંપનીમાં બતાવતાં પકડાઈ ગયા જેથી તેને ગુનેહગાર ગણી શિક્ષા થઈ, તેથી સ્ત્રીનાં સગાંએ તેની સાક્ષી ઉપર. કેટલું વજન છે તે પૂરાવો રજુ કર્યો; અને મરનારના વીલના દિવસે તે દૂર હતો તેવો દેશાવરથી આવેલા કાગળનો પૂરાવો ઘરમાં તજવીજ કરતાં મળી ગયો તેથી વકીલ ઉપર ધાડ આવી.

**માર અને દમ અંગાળે, બોલાય સાચી વાત;**
**સાચો કેમ ચુપજ રહે, રખે.થાય મુજ ઘાત. ૭૧**

હવે જંયારે વકીલ ઉપર ધાડ આવી અને પોતાની સાક્ષી.

ખોટી છે તેવો પુરાવો પોલીસના હાથમાં આવ્યાથી જરા દુધપાક મળ્યો કે તુર્ત સાચી વાત વકીલે કહી દીધી, કારણ કે આ તો સત્યવાદી હતો અને વિના કારણે રખેને આ અધમો મારો પણ ઘાત કરી ન નાંખે.

**ન્યાયાધીશની આગળે, પૂરાવો પૂરો થાય;**
**કપટજાળ પ્રપંચમાં, ભૂલ્યાથી છૂટાય. ૭૨**

**શરમથી સહી કાં કરી, એથી વધે અધર્મ;**
**ધંધાથી મુક્તજ કરે, છૂટયો આણી શર્મ. ૭૩**

જે દિવસે શ્રીમંત પુત્ર અને સરકારી નોકર બગીચામાં ફરવા આવેલા, તેમણે બગીચામાં જીતવાની અણીપર આવેલા સ્ત્રીના સંબંધીઓ હાથમાં તાળી આપતા હતા. અને તેમની વાત સાંભળવાથી સમજાયું કે એક વકીલની ઉપર ધાડ આવી છે, તેથી તેઓ તે જોવાને બીજે દિવસે વકીલના ઉપર શિક્ષા થવાની તેજ વખતે આ બંને જણા કોર્ટમાં ગયા. ત્યાં ન્યાયાધીશે બધી હકીકત સાંભળી, બંનેનો પૂરાવો લેવાયો તેમાં વકીલે કહ્યું કે દુષ્ટની પ્રપંચજાળમાં પોતે અજાણથી ફસાયો તેથી મને છોડી દેવો જોઇએ તેવી તેના પક્ષ તરફથી વિનંતી થઇ, પણ તેણે શા માટે દેખ્યા સિવાય સહી કરી અને કદાચ તેણે અજાણે પરમાર્થે સહી કરી હશે તોપણ તેથી અધર્મ વધે માટે છોડી શકાય નહીં, પણ તેણે

વિદ્યાર્થીપણામાં વિદ્યાભ્યાસથી સારાં સર્ટીફીકેટ. મેળવેલાં તેથી તથા તે લાગતા વળગતાઓની તરફથી તેના નિખાલસપણા ઉપર દયા કરવા કોર્ટને અર્જ થવાથી શર્મના લીધે છોડયો પણ તેની સનંદ ખેંચી લીધી.

**ઇશારો પણ મોતનો, જાતી સમજુ લાજ;**
**શઠ જો કે ગધ્ધે ચડે, તો તે માને રાજ. ૭૪**

દુનિયામાં જે સમજુ માણસો છે તેને જો આબરૂ જતી હોય તો મરવાથી પણ વિશેષ લાગે અને અન્યને ખોટું ન બતાવે પણ જે શઠ પુરૂષો હોય તેને ગુનામાં આવ્યાથી શિક્ષા થતાં ગધેડે ચડે તોપણ તે તો રાજ્ય મળવું માની ખુશી થાય છે.

**રખે આ દુ:ખજ થકી, કરે નહિ આપઘાત;**
**ચહેરેથી જાણી જતાં, પાડ્યો તેને શાંત. ૭૫**

શ્રીમંત પુત્રે આ પોતાને થયેલી શિક્ષાથી આપઘાત ન કરે તેવું ધારી વકીલને એકાંતમાં મળી સંસારની અસારતા, કપટીઓનું તોફાન વિગેરે સમજાવી દીલાસો આપી શાંત પાડયો. કારણ કે ઉત્તમ પુરૂષો ચહેરા ઉપરથી પુરૂષની પ્રકૃતિ પારખી શકે છે.

**ચાલ્યા ત્રણે આગળે, રડતો એક દલાલ;**
**લુચ્ચાઇ બહુ ઘરાકોની, જાણી દેતો ગાળ. ૭૬**

હવે સ્વભાવ મળવાથી ત્રણે જણા સોબતી થઈ અનુભવ લેવાં ચાલ્યા, ત્યાં રસ્તામાં એક દલાલ રડતો મળ્યો. તે પોતાના વેપારી ઘરાકો નક્કી હોય તો વધારે વેપાર કરી હજારો રૂપીયા કમાઇ જતા હતા, તેજ વેપારીઓ ઓચીંતો અકસ્માત ભય આવતાં ભાવ તૂટી ગયા કે વેપારી ખોટનું નાણું આપવાને બદલે મ્હોં પણ દેખાડતા બંધ થયા હતા. અને દલાલને પોતાને માથે જોખમદારી હોવાથી નાણું ભરતાં દેવાળું કાઢવા વખત આવ્યો હતો.

**આડતમા હવે કેમ છે, વ્યાજે કેવું સુખ;**
**ગયા શરાફની પેઢીમાં, સુણે શેઠનાં દુઃખ. ૭૭**

હવે તે દલાલને હજુ થોડી ઘણી સહાય હોવાથી સંસારનો મોહ છુટયો નહોતો તેથી તેને ફાવતું આવ્યું નહીં, તેથી ત્રણે જણા શરાફી તથા વ્યાજે નાણાં ધીરવામાં કેવું સુખ છે તે જોવા કોઈ શરાફની પેઢીમાં ગયા. ત્યાં શેઠનાં દુઃખ સાંભળે છે.

**મામાનો પુત્રજ મળ્યો, નોકરીમાં નહિ સુખ;**
**દુકાન કરો મુજ ભાગમાં, જેથી ભાગે ભૂખ. ૭૮**

તે શેઠે ત્રણેને પોતાનું દુઃખ કહેવા માંડયું કે હું જ્યારે નોકરી ઉપર હતો તે વખતે મારા મામાનો દીકરો બોલ્યો કે, હવે સરકારી નોકરીમાં કંઈ સાર નથી માટે તમે અહીં

રહો હું તમારા નામની પેઢી કરીશ. તેમાંથી પૈસા તમારા, મહેનત મારી, તમને મુડીનું વ્યાજ મળશે અને નફામાં પણ ભાગ મળશે.

**કાળ તણા ફેરફારથી, થોડામાં બહુ લાભ;**
**બદલાતાં વારજ નથી, જેમ વાદળથી આભ. ૭૯**

એક વખત વેપારમાં ભાવ વધવાથી લોભે માલ ભરતાં ઓચીંતો નફો મળવાથી ઘણો માલ ભર્યો, તેથી થોડી ઘણી મૂડી નાશ પામી. જેમ વાદળના આકાશમાં ઘડી ઘડી રંગ બદલાય છે તેમ વેપારનો તમાસો છે.

**કરો પેઢી જો શહેરમાં, આડત બેવડી થાય;**
**શેઠ આવી સાથે રહે, જેથી નહિ ફસાય. ૮૦**

હવે ભાગીયાએ કહ્યું કે નાના શહેરમાં દુકાન કરવાથી આપણને આડત ઘણી બેસે છે ત્યારે આપણેજ મોટી પેઢી મોટા શહેરમાં કરીએ જેથી આપણી આડત બચશે તથા બીજાની આડત (કમીશન) પણ આપણને મળશે. પણ રખેને વધારે તોટો ન પડે તેમ ધારી હું (શેઠ પોતે) મુંબઈમાં આવી રહ્યો.

**ચાંદીનો સટ્ટા થતો, આડત ઝાઝી થાય;**
**લેવું તો સહુને ગમે, લોભે એ લલચાય. ૮૧**

તે વખતે મુંબઈમાં ચાંદીનો સટ્ટો ચાલતો હતો જેથી ભાગીયાના મિત્રો આવી દુકાનમાં બેસે અને વેપારમાં નફો

થતાં આઢતં પણ વધી તેથી ગુમાસ્તા, ભાગીયા તથા મિત્રોએ ખૂબ વેપાર ચલાવ્યો.

**લાભે તો દીવાળી છે, ખોટે હોળી જેમ;**
**વહાલાંમાં પણું ભિન્નતા, રોવે સઘળા એમ. ૮૨**

હવે જ્યાં સુધી નફો રહ્યો ત્યાં સુધી દીવાળીની માફક સૌને આનંદ હતો પણ જ્યાં ખોટ આવી કે હોળીની માફક એક બીજાના દોષ કાઢી સામસામી ગાળો દેવા માંડી અને સગાંનું સગપણ મટી ભિન્નતા થઈ અને સઘળા રોવા મંડ્યા.

**ચિંતામાં માંદો પડે, જેથી જાતો દેશ;**
**મરતો બૂરા હાલથી, સુખ ન પામ્યો લેશ. ૮૩**

આખરે તે શેઠનું પારકું દેવું ખરૂં થયું અને લેહેણું તો સઘળું દેવાળીઆ પાસે હતું તેથી સગાં તેને વીનવી દેશમાં લેઈ ગયા અને તે દુઃખમાંજ મુઓ પણ જરા સુખ જોયું નહીં.

**એમ અનેક જગે ફરે, નરનારી સુણે વાત;**
**રડે આપના દુઃખ સૌ, જાણે સર્વ અનાથ. ૮૪**

આ પ્રમાણે જગે જગે ફરી એકાંતમાં દરેક ધંધાદારીને, નોકરને, દલાલને સૌને તેના ધંધાનું સુખ પૂછે પણ સઘળા રોતા હતા. જાણે કે આખી દુનિયા અનાથજ થઈ ગઈ હતી.

**લોકો સૌ લુચ્ચા થયા, લે દીનતાથી ધન;**
**દેવું પાછું આપતાં, મારવા ઉઠે જન. ૮૫**

ધીરનારા બોલતા હતા કે લોકો લુચ્ચા થઈ ગયા છે, કારણ કે પ્રથમ જ્યારે ગરજ હોય ત્યારે ધન કાલાવાલા કરી લેઈ જાય છે પણ જ્યારે પાછું આપવું પડે ત્યારે તેને મારવા ઉઠે છે.

**ત્રણ વરસનો કાયદો, વારે વારે ખર્ચ;**
**નામ બદલાવે વાર નહિ, કુણ સુણે ત્યાં અર્જ. ૮૬**

વળી ત્રણ વરસનો સરકારનો કાયદો, જેથી વારંવાર કોર્ટમાં જઈ દાવા કરતાં ખર્ચ કરવું પડે અને લેહેણું તો આવવાની આશાજ નહીં હોય ! વળી કદાચ કોર્ટમાં દાવો કર્યો તો દેવાળું કાઢી નામ બદલાવી ધંધો કરે તો લેણદારની અર્જ કોણ સુણે ?

**માલ બતાવે સત્ય પણ, ભોળાવી દે ધાપ;**
**મુડી પણ ધાલી જતા, સૌને આ સંતાપ. ૮૭**

હવે કેટલાક બદમાસો શ્રીમંતનેજ શોધતા હતા. પછી લોભીયાઓને ત્યાં જાય કે અમારો આટલો માલ લો ( ગીરવી રાખો) અને નાણું પોણા ભાગનું આપો. પછી કાંતો પ્રથમ કીમત કરાવી જ્યાં દાગીનાના ડૂબા ઉપર લાખનું સીલ કરવા લાખ લેવા જાય કે તુર્ત ડબો બદલાવી નાખે અથવા તો ગુમાસ્તાને લાલચ આપી પાઘડી કે વીંટી પહેરાવે, કીમત લે નહીં તેથી માલ હોય તે થોડાને બદલે, ઘણો લઇ જાય અને પછવાડે તપાસે ત્યારે માલ બદલે ખોખાં નીકળે; જેથી ઘણા તો આ લુચ્ચાઓથી વેપાર કરતાંજ ડરતા હતા.

**કમાતાં પણ દુઃખ દે, સાચવતાં સંતાપ;**
**નાશ થાતાં વાર નહિ, કેમ કરે જન પાપ. ૮૮**

હવે કેટલાક તો રડતા હતા 'કે ચમડી તૂટે પણ દમડી ન છૂટે' એવું ઘણું કષ્ટ સહી અમે ભેગું કર્યું અને સાચવતાં રાતદિવસ ચિંતામાંજ ચિતાની માફક બળવું પડે છે અને હવે જ્યારે ટાંટીયા થાક્યા ત્યારે ધન નાશ પામતાં વાર ન લાગી! ઘર બળ્યું, વહાણ ડુબ્યાં, ચોરે લુટયા, ધલાઇ ગયા એમ અનેક રીતે ધન નાશ પામી ગયું ત્યારે શું કરૂં? ક્યાં જાઉં? ઇત્યાદિ સૌ રડે ત્યારે શ્રીમંત પુત્રે પૂછ્યું કે શા માટે, તે પૈસા માટે પાપ કરો છો, તથા તેનો મોહ કેમ મૂકતા નથી.

**વહાલી લાગે નાર બહુ, ગાડી વાડી આશ;**
**મનુષ દેહ મળતો નથી, ઇચ્છું હું સુખવાસ. ૮૯**

ત્યારે દરેકની ઇચ્છા માલુમ પડી કે તેઓ ગાડી, વાડી, લાડી ત્રણેનેજ શોધતા હતા અને સૌને એજ આશા હતી કે કાલ મેળવીશું, અને કેટલીક તો કહેતા હતા કે વારંવાર આવાં સુખ ભોગવવાનો વખત મનુષ્ય જન્મ જેવો મળતોજ નથી, માટે આપણે તો બસ ગમે તેમ કરી પૈસા કમાઇએ તોજ સુખવાસ મળે. પછી પાપ ક્યાં ગણવું?

**ગદ્ધાને ધોકા પડે, વારંવાર ભુલાય;**
**સમજુને ત્યાં નહિ કદી, સ્વપ્ને ઇચ્છા થાય. ૯૦**

હવે ત્રણે જણા વીચારે છે કે જેમ ગધાને ધોકા પડે પણ જરા સ્વાદ જોયો કે પ્રથમનો માર ભૂલી ખાવા દોડે પણ સમજુ કદી એવાં અધમ ફળ ( એટલે કિંચીત સુખદાયી પણ અનંત દુખદાયી ) ને સ્વપ્ને પણ ઇચ્છતા નથી.

**માંહોમાંહે પૂછતા, શું કરવો વીચાર;**
**વિદ્વાનોને શોધીએ, કેમ ઉતરીયે પાર. ૯૧**

ત્રણે જણા પરસ્પર પૂછવા માંડયા કે હવે શું વીચાર કરવો, ત્યારે ચાલો જ્ઞાનીને શોધીએ કે અમે કેવી રીતે પાર ઉતરીયે તેવું પૂછવા થાય.

**ગૃહસ્થી તો ચિંતાતુરા, ચિંતા ચિતા જોડ;**
**વળી જે વૈરાગી જુએ, લાગે સૌમાં ખોડ. ૯૨**

હવે ગૃહસ્થીમાં જે જે મોટા પદવીધારક હતા તે સૌને પૂછયું કે ભાઈ તરવાનો રસ્તો શું ? ત્યારે દરેક પોતે કંઈને કંઈ ચિંતાએ ( આતુર ) દુઃખી દેખાતા હતા. સૌને મોટી પદવી જોઈતી હતી, કોઈનું વચન સાંભળવું ગમતું નહોતું, રાતદિવસ આરામખુરશી ઉપર સૂવાનું, મધુર નાદનાં ગાણાં સાંભળવાં, સુગંધી તેલો સુંઘવાં, વિવિધ જાતના કુદરતી દેખાવો જોવા ગમતા હતા અને કેટલાકને વારંવાર કાંદાનાં ભજીઆં, બટાટાનું શાક તથા દુધપાક પૂરીનાં ભોજન ખાવાં તથા મખમલની ગાદીમાં, છત્રપલંગમાં સૂવું ગમતું હતું. નાના બાળકના

કાવલા બોલોથી અને મનહર ચહેરાથી આનંદચુંબન લેવાનું માગતા હતા પણ તે સઘળું કોઇને પૂર્ણ નહોતું. જેથી જેમ ચિંતામાં સળગતા હોય તેવું દરેકને દુઃખ દેખાતું હતું. ત્યારે સંસાર છોડેલા એવા ભિક્ષુકો જુએ તેમાં પણ અજ્ઞાનતાજ હોવાથી ગૃહસ્થીઓનું સુખ જોઈ તે નિર્ભાગી વિશેષ બળતા હતા.

**પૂર્વે પાપ અમે કર્યાં, ફરીએ આખું ગામ;**
**ટુકડો પણ મળતો નથી, કરો ચોરીનું કામ. ૯૩**

હવે તે કંગાલ ભિક્ષુકો બરબડતા હતા કે અમે બહુ પાપ કર્યાં છે કારણ કે આખું ગામ ફરી ભીખ માગીએ છીએ તોપણ ખાવાને રોટલીનો ટુકડો ( પેટપૂર ખાવાનું ) મળતો નથી માટે હવે તો ચોરી કરીએ કે સુખ પામીએ.

**ગુરૂ તો ઠગતા દીસે, ગૃહસ્થીથી બૂરા હાલ;**
**ભિક્ષુક તો ચોરી કરે, નાથ થશે શું હાલ. ૯૪**

હવે ત્રણે જણ વીચાર કરે છે કે સંસારમાં દુઃખ દેખી વીરક્ત એવા ગુરૂ જોયા તે પણ નામધારક પૈસાના લાલચુ, વિષયભોગના અભિલાષી ભક્ત સેવકોને અનેક પ્રકારે ઠગી ધોળે દીવસે મહાત્માના વેશે ઠગારા બની લૂટતા હતા, તેમ ભિક્ષુકોમાં અપંગ હતા તે સિવાય બાકીના દિવસે ભીખ માગતા હતા; અને રાત્રે લાગ ફાવે ચોરી કરતા હતા. તેથી હવે ક્યાં જવું, કોનો આશ્રય લેવો, એવા વિચારમાં રાત્રે નિદ્રા લીધા વીનાજ પ્રભુ પાસે માગતા હતા કે અમારા શું હાલ થશે.

**વાદળના ફેરફારમાં, આવ્યો છે વૈરાગ;**
**નારી પુત્રની સાથમાં, ધનનો કીધો ત્યાગ. ૯૫**

હવે કોઈ શ્રીમંતે સાંજના વખતે વાદળના અનેક મનોહર રંગો જોયા અને આનંદ પામ્યો, તેવામાં થોડીજ વારમાં તે રંગ દૂર થવાથી આકાશ નિર્મળ થયું પણ તેને તો સંસારની પણ એવી દશા જોઈ કે રખેને આ મનોહર લાગતા વિષયો પણ નાશ થઈ મને દુઃખદાયી ન થાય તેવું ધારી ઘરના કચરાની માફક સર્વ દ્રવ્યને ત્યાગી દિક્ષા લેવા સ્ત્રી પુત્રને સમજાવી તેમની સાથેજ દિક્ષા લેઈ ગુરૂ સાથે (પૂત્ર પીતા) ગુરૂ ચેલા તરીકે વીચરતા હતા. સ્ત્રીએ સાધ્વી સાથે વિહાર કર્યો.

**પુત્ર કમળસમ કાય છે, નહીં કદી દેખ્યું દુઃખ;**
**ગુરૂ સૌ કામજ કરે, નહિ વેયાવચ્ચ મૂક. ૯૬**

હવે તે બાપ દીકરો તેમજ પછીથી ગુરૂ ચેલો અને તેમાં પણ આ વિશેષ સુકમાળ પુત્ર હોવાથી અને સંસારમાં જરા પણ દુઃખ ન દીઠેલું હોવાથી તે ધર્મસ્નેહે વેયાવચ્ચનું મોટું પુણ્ય ધારી સઘળું કામ પીતાજ કરતા હતા. ફક્ત ભણવું તથા પ્રતિક્રમણાદિ ક્રિયાજ શિષ્યને કરવાની બાકી રાખી હતી.

**ઓચિંતો દેવલોકમાં, ગયાં મૂકીને પુત્ર;**
**પરનો બોજો ના સહે, જેવું કાચું સુત્ર. ૯૭**

બાપ.( ગુરૂ ) ઓચિંતો દેવલોકમાં ગયો પણ પુત્રને કંઈ

પણ કામ કરવામાં સામીલ ન કરવાથી બીજા શિષ્યો તેને કહેવા લાગ્યા કે ભાઈ તારૂં તારૂં કામ તો કરવુંજ પડશે. કહ્યું છે કે કાચું સુત્ર પોતાનો ભાવ ભજવ્યા વિના રહેતું નથી તેમ વિશેષ જ્ઞાન વિના તથા અનુભવ વિના યોગ્યની વૈયા-વચ્ચ કરવાનું પણ નિર્ભાગી પુરૂષો બોજા સમાન ગણે છે.

**ગ્રીષ્મ બપોરે ગોચરી, પગ બળતે તપે શીર;**
**ઝોળી લીધી હાથમાં, પાછળ રહ્યો તજી ધીર. ૯૮**

હવે એક વખત બીજા શિષ્યો સાથે ગોચરી લેવા ગયો પણ બપોરે ઉનાળામાં રેતી તપેલી હતી અને પગ ખુલ્લા (જોડા વિના) હોવાથી ચણા શેકવાની માફક ભુંજાતા (બળતા) હતા તથા માથું ખુલ્લું હોવાથી બાફેલા કંદની માફક થયું હતું, પરસેવાથી તો ન્હાયા જેવો થઇ રહ્યો હતો જેથી બીજા મજબુત હોવાથી ચાલ્યા ગયા પણ થાકી લોથ થવાથી આ એકલોજ રસ્તામાં જાણી જોઈ પછવાડે નજર ચૂકવી રહી ગયો, અને કોઈ શ્રીમંતના ઘર આગળ ચોઘડીયાં વાગતાં હતાં, પંખાથી ઠંડો વાયુ આવતો હતો, અને દેદીપ્યમાન તોરણોથી શણગારેલાં બારણાંના મોઢા આગળ મોતીનાં ઝુમખાં લટકતાં હતાં ત્યાંજ વિશ્રાંતી લેવા ઉભો રહ્યો.

**શિષ્યો સૌ ગુરૂને કહે, મોઢે ચડતો બાળ;**
**મૂકી અમને કયાં રહ્યો, નથી લાગતી ભાળ. ૯૯**

શિષ્યો તુચ્છ બુદ્ધિના હોવાથી ગુરૂને સામો ઠપકો દેવા લાગ્યા કે આ લાડકવાયાને તેના બાપે મોઢે ચઢાવ્યો કે પોતાનું લાવતાં પણ ક્યાંય છૂપી ગયો કે અમે શોધી શોધી થાક્યા તોય પત્તો લાગતો નથી.

**ગુરૂ જાતે નીકળ્યા, સોંપી અન્યને શિષ્ય;**
**મૂર્ખાના પ્રસંગથી, અમૃત થાતું વિષ. ૧૦૦**

ગુરૂએ શિષ્યો તુચ્છ પેટના જાણી બીજાના ઉપરીપણા નીચે મૂકી તેને જાતે શોધવા નીકળ્યા કારણકે સારૂં અમૃત જેવું ઔષધ હોય તોપણ મૂર્ખાના પ્રસંગથી એટલે તેના પ્રમાદથી કંઇને બદલે કંઈ અાપાઇ જાય તો વિષસમ થાય છે તેમ એઓની સાથે આ બાળકને ઘણું કષ્ટ વેઠી ઘેર જવું પડશે તેમ ધારી એકલા શોધવા નીકળ્યા.

**પૂછી પત્તો મેળવ્યો, લૈને જંઇ એકાંત;**
**કેમ વાર તુને થઈ, પૂછ્યું પાડી શાંત. ૧૦૧**

હવે તેનો પત્તો પૂછીને મેળવ્યો ત્યારે તે જ્યાં ઉભો હતો ત્યાંથી એકાંતમાં લેઈ તેને શાંત પાડવા મીઠાં વચને પૂછ્યું કે ભાઈ! તુને વાર કેમ લાગી?

**માગી ખાવા ટુકડા, સહી ઠંડને તાપ;**
**નોકર થૈ અત્રે રહું, નહિ પામું સંતાપ. ૧૦૨**

શું ભિક્ષામાં સુખ છે ? ટુકડા માગી ખાવા તાપ, ઠંડ, ભૂખ, તરસ વેઠવી તે કરતાં અહીંઆં રહુ કે નોકરી કરીશ તોપણ પેટપૂર ખાવા મળશે અને અહીં પંખો ચલાવતાં ઠંડો પવન આવશે જેથી દુઃખ મટી જશે.

**એથી પણ અધીકું મળે, તો રહેજે મુજ સાથ;**
**કીધું નહિ તારી ભૂલ છે, સઘળું મારે હાથ. ૧૦૩**

તું આ સુખની શું વાંચ્છા કરે છે એથી પણ અધીકું તને મળે તો મારી સાથે રહેજે અને અત્યાર સુધી તેં મને ન કહ્યું તે તારી ભૂલ છે કારણકે તારે જે જોઈએ તે મારા હાથમાંજ છે.

**શોધી અન્ય શ્રીમંતને, માગી વસ્તી મહેલ;**
**ભોજનમાં પકવાનને, વસ્ત્રોની રેલછેલ. ૧૦૪**

હવે તે ગુરૂને ઘણા ઉપાસક ( શ્રાવકો ) હતા તેથી એકાદ શ્રીમંતને જઈ ધર્મધ્યાન કરવા માટે ઉતરવાને તેનો મહેલ માગી લીધો તથા સાંજની ગૌચરી વખતે પકવાનજ અપાવ્યાં તથા સાધુને યોગ્ય તેવાં કપડાં પણ સારાં અપાવ્યાં.

**લો લો કહે લેતા નથી, જેથી મન દુઃખાય;**
**ચેલો ગુરૂને વીનવે, કેમ અભાવજ થાય. ૧૦૫**

આવી રીતે તે ગુરૂ ચેલો બંને ફરતા ફરતા શ્રીમંતોનેજ શોધતા હતા પણ અજાયબી એ હતી કે શિષ્યને ભણાવવા

સઘળી જોગવાઇ ઉપરાંત તેને ખાવાપીવા, પહેરવા ઓઢવાની ગોઠવણુ સિવાય બાકી પોતે તો તદ્દન લુખો આહાર, મલીન સાદાં વસ્ત્ર, એકજ ઉનનું કપડું, સુતરનું કપડું તથા ઓઢવા પાથરવા બહુ જુજ કપડાં રાખતા જોઈ લોકો વિનંતિ કરે કે લ્યો લ્યો, તોપણ લેતા નહતા તેથી લોકો દીલગીર થતા હતા અને તેથી મને આવું સારૂં અપાવે છે અને પોતે તો તદ્દન અસાર પદાર્થ વાપરે છે તેનું કારણ શિષ્યે એકાંતમાં વિનયથી પૂછયું કે આપ શા માટે મળતા ભોગો નિર્વદ્ય છતાં ભોગવતા નથી. તમને અભાવો (અપ્રિયના) કેમ થાય છે?

**સુખ દેખું રતીભાર હું, મણે નહિ મપાય;**
**તેવું દુઃખ હું કેમ લઉં, સમજું નહિ ઠગાય. ૧૦૬**

હવે ગુરૂએ તેને યોગ્ય જાણી કહ્યું કે તારાં માનેલાં ઇંદ્રિના સ્વાદનાં સુખ રતીભાર છે ત્યારે તેથી ભોગવવાની દુર્ગતિનાં દુઃખ મણોથી પણ મપાતાં નથી તેવું હું જ્ઞાને જાણું છું તથા લોકોને અનુભવતા દેખું છું ત્યારે સમજુ કેવી રીતે પ્રીતિ કરે?

**એક ઇંદ્રિ સ્વાદમાં, ભમરો મૃગ પતંગ;**
**હાથી મત્સ્ય જો મરે, શું લાગે ત્યાં રંગ. ૧૦૭**

ગુરૂ કહે છે કે હે શિષ્ય! તું જો કે એક ઇંદ્રિના સ્વાદથી સુગંધી કમળમાં ભમરો, ગાયન સાંભળવા હરણ, દીવાનો પ્રકાશ

જોવામાં પતંગીઉં, હથણી ભોગવતાં હાથી, જીભ સ્વાદે માછલું મરે છે ત્યારે પાંચે ઇંદ્રિના મળતા ભોગોમાં કોણ રાચે?

**મોક્ષે પણ નહિ છૂટકો, જાવું માતા અંગ;**
**દુઃખ ન જાણે ગર્ભનાં, જેથી ઇચ્છે સંગ. ૧૦૮**

હવે મરી જવાથીજ છૂટકો થતો નથી પણ પાછા માતાના ઉદરમાં જન્મ લેવા નવ માસ રહેવું પડે, ત્યાં ગર્ભનાં દુઃખ જે ન જાણતા હોય તેજ તે સ્ત્રી ભોગવવા ઇચ્છે છે.

**સોયો રોમજ જેટલી, દે તપાવી ડામ;**
**એથી અધીકું દુઃખ ત્યાં, કેમ ગણે આરામ. ૧૦૯**

હવે નીકળેલા જીવોને તો તે દુઃખ વીસરાયું છે નથી ડરતા નથી પણ જ્ઞાની તો જ્ઞાને ભણી રહ્યા છે, અને ભવ્ય જીવોને સમજાવે છે કે ત્યાં ગર્ભના જીવને જેટલા રોમ તેટલી સોયો સાથે તપાવી રોમે રોમે ચાંપી દે તો એક સરખા ચાંપતાં જેટલું દુઃખ તે જીવને થાય તેથી અધીકું દુઃખ ત્યાં ગર્ભમાં ક્ષણ ક્ષણે ભોગવે છે.

**સુખ પણ તે સાચું નહિ, થતા રાગ ને દ્વેષ;**
**અભ્યંતર અગ્નિ બળે, સુખ ન પામે લેશ. ૧૧૦**

તે આપણને મળતા ભોગોમાં જો જરા પણ ઇચ્છા કરી ચાલ્યા કે તુરત તેની ટેવ પડી જશે અને તેનાપર રાગ થવાથી તેના વિયોગમાં આપનાર ધણીપર અથવા બીજાને સારા

મળતા જોઈ તેના ઉપર આપણને દ્વેષ થશે અને દ્વેષથીજ પેટમાં છુપી આગ બળશે તેથી સુખ તો જરા પણ મળશે નહિ.

**સાચું સુખ મુજને કહો, માફ કરો મુજ ભુલ;**
**કાંટા સમ કુશિષ્ય હું, નિજ લજાવ્યું કુળ. ૧૧૧**

ત્યારે શિષ્ય હાથ જોડી કહેવા લાગ્યો કે, હે સદ્દગુરૂજી મારો ગુનો (ભૂલો) માફ કરો, હું ખરેખર કાંટાસમ કુશિષ્ય છું કે અત્યાર સુધી ઈંદ્રિના સ્વાદમાં રાચી તમને બીજા શિષ્યોથી દૂર (છૂટા) કરી વ્યર્થ તસ્દી આપી છે અને સાધુ થઈ ક્રૂર ભોગોની ઈચ્છા કરી મેં મારૂં કુળ લજાવ્યું છે માટે જે સાચું સુખ હોય તે કહો ?

**ચાલો અહીંથી આપણે, રહીશું સૌની સાથ;**
**પાળો સંયમ ભાવશું, મુક્તિ આવે હાથ. ૧૧૨**
**રસ્તે તે ત્રણે મળ્યા, ચેલે કરી સૌ વાત;**
**પુણ્ય જોગે પામતા, સદ્ જ્ઞાની સંગાથ. ૧૧૩**

તેથી તે શિષ્ય કોમળપણું છતાં પણ વિષયોને વિષસમાન ગણી જે મળે-તેમાંજ સંતોષ માની ઉત્કૃષ્ટ તપસ્યા ગુરૂના કહેવા પ્રમાણે કરવા હા કહ્યાથી ગુરૂ ચેલો પાછા પોતાના સમુદાયમાં જવા નીકળતાં ગુરૂએ કહ્યું કે સંયમ ભાવ સહીત પાળો કે દિક્ષાથી મુક્તિ જલદી મળે, રસ્તામાં તે ત્રણે મળી ગયા. શિષ્યના આકર્ષક તેજસ્વી ચહેરાથી ત્રણેએ પૂછ્યું કે

તમે કોણ છો, ક્યાં જાઓ છો ? ત્યારે ચેલાએ પોતાની પૂર્વની તથા પછીની સ્થિતિ કહી.દીધી તેથી ત્રણે સમજ્યા કે આપણા પુણ્યનો ઉદય થયો જેથી આપણને સદ્જ્ઞાનીનો સંગાથ થયો.

**પુદ્‌ગલ મોહને ત્યાગતા, પામ્યા સુખ અનંત;**
**શાંતિ નિંશ્ચે ભોગવે, થવા શિવરમણી કંથ. ૧૧૪**

હવે જે ઇચ્છિત વસ્તુ ઇંદ્રિભોગ તથા વ્હાલાના ઉપર રાગ તથા દુર્ગંછનીક વસ્તુ ઉપર તથા શત્રુ ઉપર દ્વેષ હતો તે ત્યાગી સમભાવે રહી અહીંઆં સુખ પામ્યા તથા મુક્તિ-રૂપી સ્ત્રીના કંથ બની ભવિષ્યમાં ત્યાં નિશ્ચે શાંતિ ભોગવશે અને અનંત સુખ પામશે.

ઉપર બતાવેલાં કાવ્યો રસિક બનાવવા સારૂ કેટલીક વાર્ત્તાઓ કાલ્પનિક, તેમજ કેટલીકમાં ખરાપણાનો અંશ છે. છતાં વિતરાગ વચન વિરૂદ્ધ અથવા અપ્રિય લાગે તેવું વચન વપરાયું હોય તો તે સદ્ગ્રહસ્થોને વારંવાર ખમાવું છું.

**મોહન શિષ્ય હર્ષજ તણો, ગુણે લઘુ માણેક;**
**સ્વપર બોધ કાજે લખ્યો, વિદ્યાનુભવે લેખ. ૧૧૫**

---

# દર્પણશતક.

**પ્રણમું શ્રી મહાવીરને, ગુણમાં જે મહાવીર;**
**મહાવીરને દુનિયા નમે, થવા આપ મહાવીર. ૧**

જગતને વિષે ધર્મોપદેશ કરનારા છેલ્લા તીર્થંકર મહાવીર પ્રભુ હતા, જે નામ દેવતાએ બાળકપણામાં તેમની ધૈર્યતા જોઇ આપ્યું હતું; તે નામગુણ 'યથા નામ તથા ગુણ' એ પ્રમાણે સાક્ષાત્ બતાવતું હતું. વળી તે મહાવીરને દુનિયા પણ નમે છે કારણકે પોતે પણ મહાવીર થવા ઇચ્છે છે તેવા મહાવીર પ્રભુને હું પણ નમસ્કાર કરૂં છું.

આ જગ્યાએ લૌકીકમાં મહાવીર નામ હનુ માનાર્થે વપરાય છે. તેણે રામ જેવા સમર્થ પુરૂષને પણ સહાય કરી, રાવણ જેવા પ્રબળ રાજાધિરાજને પણ હરાવી સીતાની શોધ કરી તેને દિલાસો આપી પાછા રામને મળી સીતા સતિને પાછી લાવવામાં પોતે ઘણું કષ્ટ સહન કર્યું હતું; તે માટે રામને ભગવાન માનનારા લોકો તેને પણ મહાવીર (પ્રબળ લડવૈયો) ગણી પૂજે છે.

જેમ લડાઇમાં જીતવાથી મહાવીર કહેવાય છે તેમ કર્મ-

શત્રુનાં બીજો ક્રોધાદિ પાપોને હણે છે અને તેમને જીતી જયપતાકારૂપ કેવળજ્ઞાન પામી મોક્ષમાં જાય છે તે પણ મહાવીર કહેવાય છે. પણ એટલું ચોક્કસ છે કે લડાઈમાં જીતનારા હજારો લડવૈયાને જીતી જયપતાકા મેળવીને જો તે દિક્ષા લઇ મોક્ષમાં જાય તો તે મહાવીર નામ કાયમ રહે, નહિતો કર્મશત્રુથી હારી ચાર ગતિમાં ભ્રમણ કરી મહા દુઃખ પામે છે તેથી તે મહાવીર પણ કર્મશત્રુથી હારેલો કાયર કંગાલ કહેવાય છે માટે દરેકે પોતાના કર્મશત્રુને જીતવા હમેશાં સદુધમ કરવો.

**ગૌતમ ગણધરને નમું, ખરો ગુરૂપર રાગ:**
**ગુરૂ સાર સંસારમાં, રાખો પ્રેમ અથાગ. ૨**

પ્રથમ દેવને નમસ્કાર કરી, પછી તેમના પહેલાં શિષ્ય ગૌતમ ગોત્રના ઇંદ્રભૂતિ નામના ગણધર પ્રભુને નમસ્કાર કર્યો છે કારણકે તેમનામાં અનેક વિદ્યાઓ હતી, પણ કર્મશત્રુ પોતાને કોઇ પણ દિવસ ન પીડે માટે રાત્ર દિવસ વીર પ્રભુનું તેમણે શરણ ગ્રહણ કરી ગુરૂ ઉપર બીજા કરતાં પણ અધિક રાગ ધારણ કર્યો હતો. તે ગુરૂવર્યના આશ્રયથીજ પોતે કેવળજ્ઞાન પામ્યા હતા, માટે સંસાર જોકે સઘળો અસાર છે છતાં પણ દેવનું યથાર્થ સ્વરૂપ સમજાવનાર જે સદ્‌ગુરૂ છે તે સાર છે માટે ગુરૂ પર તમે પણ અથાગ પ્રેમ રાખો.

**શાસનના નાયક નમું, સ્વામી જે સૌધર્મ;**
**સૌધર્માદિક જેને નમે, પામી ધર્મનો મર્મ. ૩**

મહાવીર પ્રભુને અગ્યાર ગણુધર હતા. તેમાં પાંચમા ગણુધર સૌધર્મ સ્વામી હતા. તેમને વીરપ્રભુંએ શાસનના નાયક નીમી બીજા ગણધરોના શિષ્ય પણ તેમના લાંબા આયુષ્યથી તેમની આજ્ઞામાં સોંપ્યા હતા; અને જેઓએ ભવ્યજીવોને તારવા માટે વીરપ્રભુએ જે ઉપદેશ આપ્યો હતો તે સર્વત્ર ફેલાવી તેઓ મોટો ઉપકાર કરતા હતા. તેમને પ્રથમ દેવલોકના ઇંદ્ર સૌધર્મ ઇંદ્ર તથા બીજા ઇંદ્રો નમતા હતા, કારણકે ઇંદ્રોને અવધિજ્ઞાન નિર્મળ હોય છે તેમ દેવલોકમાં તીર્થંકર પ્રભુનું શ્રુતજ્ઞાન એટલે જ્ઞાનનાં પુસ્તકો અનાદિકાળનાં ત્યાં રહે છે તે વાંચી તેમાંથી ધર્મનો મર્મ પામીને સારરૂપ ગણી યોગ્ય જીવને યોગ્ય માન આપવાથી પોતે પણ યોગ્યતા પામી આત્મહિત સાધી શકે તેવું સમજીને તેમની સેવા કરતા હતા.

**તેની પાટ પરંપરા, થયા બહુ આચાર્ય;**
**દર્શન જ્ઞાન ચારિત્રથી, ગુણે કે'વાય આર્ય. ૪**

તે સુધર્મ સ્વામીના શિષ્ય જંબુસ્વામી તેમના શિષ્ય પ્રભવાસ્વામી, એમ અનેક આચાર્ય પાટપરંપરાએ થયા છે. તે સઘળા આચાર્ય ભગવંતો દર્શન, જ્ઞાન અને ચારિત્ર જેમાં સઘળા ઉત્તમ ગુણો સમાઈ જાય છે તેને પામી સદ્‌ગતિ તેમણે

આરાધ્યાથી તેઓ ગુણે આર્ય કહેવાયા છે કારણ કે આર્ય એ ઉત્તમતાનો શબ્દ છે.

**તે આચાર્યે થાપીયા; ગચ્છો નામ અનેક;**
**જગને તે દીપાવતા, રાખી ધર્મની ટેક. ૫**

એમ અનેક પાટો થયા પછી તેમાં પ્રભાવિક પુરૂષોને તેમના ઉત્તમ ગુણોથી શ્રી સંઘે, રાજાએ, લોકોએ ગુણ પ્રમાણે નામ આપ્યાથી તે નામ પણ સ્થાપન થઇ ગયાં છે. જેમકે તપશ્ચર્યા વિશેષ કરવાથી તપગચ્છ અને મોક્ષ માર્ગમાં પ્રવર્તન રૂપ ધાર્મિક ક્રિયા અતિ તીક્ષ્ણપણે કરવાથી ખરતરગચ્છ નામ પડયું, આ પ્રમાણે અનેક ગચ્છો થયા તે ગુણવાન ગચ્છના નાયક પુરૂષોએ જગત્‌માં ધર્મની ટેક રાખીને જૈન ધર્મને દીપાવ્યો છે.

**આર્ય સુહસ્તિ બોધથી, પામી સંપ્રતિ રાજ;**
**રાજ્ય ધર્મ જૈનને કરી, દીધી સઘળી શહાજ. ૬**
**તેમ હેમચંદ્રે બોધીને, કર્યો ધર્મ ઉદ્યોત;**
**જગમાં ધન્ય કહેવાય છે, કુમારપાળ જગ જ્યોત. ૭**

જેમ પૂર્વે આર્ય સુહસ્તિ આચાર્યો એ સંપ્રતિરાજાને પ્રતિબોધ કરવાથી તે રાજાએ જૈન ધર્મને રાજ્ય ધર્મ કરી, જૈન ધર્મનાં તત્વો બીજાના હૃદયમાં સારી રીતે ઠસી શકે તે માટે સઘળી સહાય કરી હતી, તેમ આ ગચ્છોમાં પણ થયેલા હેમચંદ્રા-

ચાર્યે કુમારપાળ રાજાને પ્રતિબોધ કરી ધર્મનો ઉદ્યોત કર્યો હતો, તે એટલે સુધી કે હંજારો યજ્ઞમાં લાખો જીવોનો ઘાણ નિરર્થક નીકળી જતો હતો તે બંધ થવા સાથે જીવોની હિંસા કરનારા પણ કેટલાક તેના ડરથી અને કેટલાક નરકના ડરથી જીવહિંસાને ત્યાગી ધર્મી થયા હતા તેથી આજે અન્ય વિદ્વાનો મણિલાલ નભુભાઈ જેવા સમર્થ પુરૂષો પણ તેને ધંન્યવાદ આપે છે કે કુમારપાળ રાજાની જગતને પ્રકાશ-નારી સુશિક્ષારૂપ જગજ્યોતિ કાયમ રહો.

**વળી હીરવિજય બોધતા, બાદશાહ અકબર;**
**જીવ દયાને પાળવા, દીધું લક્ષ જબર. ૮**

તેવીજ રીતે હીરવિજયસૂરી જે તપગચ્છને વિષે પ્રભાવિક પુરૂષ થયા છે તેમણે અકબર બાદશાહને પ્રતિબોધ કરી સત્ય માર્ગ બતાવ્યાથી તેમની આજ્ઞાનુસાર જીવદયાને પાળવા એટલે જીવોનું રક્ષણ થવા માટે તેમણે અતિશય લક્ષ આપ્યું હતું. તે બાદશાહ ન્યાયી અને ધર્મી છતાં પણ લોકો જીવહિંસક વધારે અને એકદમ સઘળું બંધ ન થાય તેટલા માટે છ માસ સુધી વરસમાં જીવહિંસા અટકાવી હતી અને તે સાથે પોતે પણ છ માસ સુધી માંસ ખાતો નહોતો તથા ખેતીના જીવનરૂપ બળદની માતા જે ગો (ગાય) તેની સર્વથા હિંસા ત્યજાવી હતી તથા જૈનોનાં સઘળાં પવિત્ર તીર્થોમાં હમેશને

માટે જીવહિંસા કોઈ પણ ન કરે તેને માટે પરવાના કરી આપ્યા હતા. જે હાલ પણ જૈનો પાસે છે.

**ખરતરમાં જિનદત્ત જે, ગણાય યુગ પ્રધાન;**
**વળી જિનકુશળ સૂરી, દાદા નામે જાણ. ૯**

તેવીજ રીતે ખરતરગચ્છમાં જિનદત્તસૂરી થયા છે, જેમણે રાજાઓને પ્રતિબોધ કરી તેમના કુટુંબ તથા પ્રજા સહિત જૈનધર્મી બનાવ્યા છે. તેમાંના કેટલાક હાલ ઓશવાળ વિગેરે ગણાય છે અને તેમના ઉપર પૂજ્યભાવ ધરાવી જિન-મંદિરોમાં તેમનાં પગલાં સ્થાપે છે તથા ગામ બહાર પણ વાડી બનાવી તેમાં તેમનાં પગલાં સ્થાપી રમણીક છત્રીઓ ઠામ ઠામ બનાવે છે, તથા યુગ પ્રધાન તરીકે તેમને માને છે. તેવીજ રીતે દાદાં જિનકુશળસૂરી પણ બાદશાહોને પ્રતિ-બોધવાથી પ્રખ્યાત થયા છે, અને તેમનાં પગલાં પણ પૂજાય છે.

**તે ખડતરગચ્છે થયા, મુનિમાંહે શણગાર;**
**મોહન મોહમયી મહી, થઇ ધર્મ આધાર. ૧૦**

તેમની પાટ પરંપરામાં મુનિઓના શણગારરૂપ મોહનમુનિ થયા. તેમણે મુંબઈમાં પ્રથમ સાધુ તરીકે પ્રવેશ કરી અનેક દેશનાં વેપારાર્થે આવેલા જૈનોને તથા અન્યોને ધર્મબોધ આપી રંજન કરવાથી મુંબઈ નગરી ધર્મમાં રાગી થવાથી તે મોહમયી નામે ઓળખાવા લાગી અને તેમની સેવાથી

આ લોકમાં ઉત્કૃષ્ટ ધર્મ અને દૈવિક બીજ જેમ તુર્ત ફળ આપે તેમ કેટલાક સામાન્ય માણસો પણ લક્ષાધિપતિ થવાથી તેમણે પોતાના આત્માના કલ્યાણની ખાતર તથા ગુરૂ મહારાજના સ્મરણાર્થે અનેક ધર્મનાં કાર્યો કરવાથી મુંબઈ નગરી આખા હિન્દુસ્તાનને આધારરૂપ થઈ છે તેમ સાધુ મુનિરાજોને આવવાનો રસ્તો ખુલ્લો થવાથી ધર્મબોધ કાયમ રહેવા પામ્યો છે.

**તે મુનિ મોહન તણા, શિષ્ય અને પ્રશિષ્ય;**
**દેશ વિદેશે વીચરી, ટાળે પાપો વિષ. ૧૧**

વળી તે મોહન મુનિના અનેક શિષ્યો અને શિષ્યોના પણ શિષ્યો થયા છે, તે ગુરૂ આજ્ઞાને અનુસરી ગુજરાત, મારવાડ, દક્ષિણ, પૂર્વ વિગેરેમાં વિચરી ધર્મનું રહસ્ય સમજાવી પાપરૂપી વિષને ટાળે છે જેથી ભવ્ય જીવોનાં જન્મ મરણ દૂર થઇ જાય છે.

**તેમાં પન્યાસ હર્ષ જે, ધર્મ દેઈ દે હર્ષ;**
**જન તેથી આશીષ દે, જીવો હજારો વર્ષ. ૧૨**

તેમના બે મુખ્ય શિષ્યો જેમાંનો વડા જસમુનિજી પન્યાસ અને બીજા હર્ષમુનિ પન્યાસ છે. તે હર્ષમુનિ લોકોને ધર્મ સ્વરૂપ સમજાવી તેમની અનેક સાંસારિક આધિવ્યાધિ તથા પરભવમાં દુર્ગતિમાં લઇ જનારી ઉપાધિ દૂર કરાવી સાધુ

ધર્મ તથા શ્રાવક ધર્મ સમજાવી તેને ધર્મમાં જોડી ઉપદેશ આપે છે, તેથી પ્રતિબોધ પામેલા જીવો વારંવાર તેમને આશીષ આપે છે કે હે તારક પ્રભો! તમો હજારો વર્ષ જીવો અને અમારા જેવા સંસાર કીચડમાં ડુબેલા જીવોનો ઉદ્ધાર કરો.

**તેહ તણો શિષ્ય પાંચમો, નામે જે માણેક;**
**જગને જુઠો જાણતાં, લીધો સાધુ ભેખ. ૧૩**

તે પન્યાસજી શ્રી હર્ષમુનિના પાંચ શિષ્ય થયા તેમાં મુખ્ય જયમુનિ, પદ્મમુનિ, રંગમુનિ, ચતુરમુનિ અને માણેક નામનો હું પાંચમો શિષ્ય છું. જેણે ઉપર બતાવેલા પરમપુજ્ય ગુરૂના સદુપદેશથી અસાર જગત્‌ને તથા તેમાં થતા મોહને તથા મોહક વસ્તુની દેખવા માત્ર રમ્યતા તથા અનેક દુઃખોના કારણરૂપ તેને જાણીને તેમાંથી છુટવા માટે સાધુનો ભેખ (વેષ) ગ્રહણ કર્યો છે.

**વાંચ્યા ગ્રંથ અનેક જો, વળી અનુભવ જેહ;**
**તેમાંથી મેં ઉદ્ધરી, કીધો શતક જે એહ. ૧૪**

સંજમ લીધા પહેલાં અને પછી નૈતિક, ધાર્મિક ગ્રંથો વાંચવાથી તથા પાપો કરવાથી આ લોકમાં શિક્ષા થાય તે તથા ધર્મ કરવાથી સંતોષ તથા માન મળે તે અનુભવી તેના સારરૂપ આ શતક જે દર્પણશતક નામથી ઓળખાય છે, તે બનાવ્યો છે.

**બાળ જીવને બોધ દે, વળી ધર્મમાં ચિત્ત;**
**તે માટે ઉદ્યમ કર્યો, લેવા સાચું વિત્ત. ૧૫**

આ શતક બાળજીવોને માટે બોધ દેનાર છે તેમ અનેક મોહક પદાર્થોથી મારૂં ચિત્ત વિકલ્પ ન પામતાં ધર્મમાંજ સ્થિર રહે તથા યથાખ્યાત ચારિત્ર જે સાચું વિત (ધન) છે તે મેળવવા આ ઉદ્યમ કર્યો છે.

**ભૂલચૂક સુધારીને, વાંચો મારા મિત્ર;**
**ગુણોને ગ્રહણ કરે, હોયે જેહ પવિત્ર. ૧૬**

આ ગ્રંથમાં પ્રમાદથી કે અજ્ઞાનથી કાંઇ ભૂલચૂક હોય તો તે સુધારીને વાંચજો અને તેમાંથી ગુણ ગ્રહણ કરજો, કારણ કે જે પવિત્ર પુરૂષો છે તે ફક્ત ગુણોનેજ ગ્રહણ કરે છે.



# દર્પણશતક.



**દર્પણને દેખ્યા થકી, દેખાય નિજ સ્વરૂપ;**
**મળ કલંક દૂરે કરી, પ્રગટ કરે નિત્ય રૂપ. ૧**

દર્પણ એ દરેકના ઘરમાં સામાન્ય વસ્તુ છે. ગરીબના ઘરમાં નાનાં દર્પણ હોય છે ત્યારે શ્રીમંતના ઘરમાં મોટા તખ્તા જડેલા હોય છે અને મોટા રાજાઓને ત્યાં તેનાં ખાસ ભુવન બનાંવે છે, તે આરીસા ભુવનને નામે ઓળખાય છે. તેમાં દરેક માણસ પોતાનું સ્વરૂપ દેખી તેમાં જે જે ખામી પોતાના મહેરામેશમાં, કે શરીરના ભાગમાં દેખે કે બીજો કલંક (ડાઘા) રૂપ પદાર્થ લાગ્યો હોય તે દૂર કરે છે તેથી પોતાનું સ્વરૂપ હોય તેવું પોતે પ્રગટ કરી શકે છે.

**દર્પણ બનતું કાચનું, પાછળ રહી કલાઇ;**
**આંખોને ઉપયોગથી, કેવી મળે વડાઇ.**

આં દર્પણ એક કાચના ટુકડાનું બને છે તેમાં પછવાડે કલાઈ ધાતુ લગાવી છે પણ તેમાં આંખો તથા પોતાના ચિત્તનો ઉપયોગ રાખવાથી, કેટલી વડાઇ મળે છે તેનો વિચાર કરો.

**લાગ્યો મુખે મેલ જે, નહિ તેહ દેખાય;**
**તે સ્વચ્છ શી રીતે કરે, લોકો માંહે હસાય. ૩**

કોઇ માણસના મોંઢાપર મેલ લાગ્યો હોય તો તે તેને દેખી શકતો નથી અને દેખ્યા વિના પોતે જાણી શકતો નથી ત્યારે તેને સ્વચ્છ કેવી રીતે કરે? અને સ્વચ્છ ન કરવાથી જ્યારે જનસમાજમાં તે જાય ત્યારે લોકો તેને હસે છે.

**ખસીયાણો જ્યારે પડે, ત્યારે માગે મોત;**
**પાછો ઘરમાં તે જઇ, જુએ રૂપની ઘોત. ૪**

જ્યારે લોકો વારંવાર હસે છે ત્યારે. પોતે ખસીયાણો પડે છે ત્યારે પોતાનું અપમાન થએલું જાણી મોત માગે છે અને પોતાના મ્હોંડાપર શું કલંક છે તે દેખવા ઘરમાં જઈ રૂપને પ્રકાશનાર જે ઘોત એટલે દર્પણ છે તેમાં જુએ છે. ત્યારે પોતાની ભૂલ માલુમ પડતાં તે કલંકને ધોઈ નાખી સ્વચ્છ થઈ પાછો સભામાં જાય છે.

**વળી અન્યની સહાયથી, કરે નિજ શણગાર;**
**પણ દર્પણ આશ્રય થકી, થતું આપણું કાર્ય. ૫**

વળી માથે પાઘડી બાંધેલી હોય કે બીજાં વસ્ત્રાભુષણ પહેરવાં હોય ત્યારે અન્યની મદદ લેવી પડે છે; તેથી બીજા માણસની વારંવાર ખુશામત, ખર્ચ તથા વખત વ્યર્થ જાય.

છે. ત્યારે આ દર્પણનો આશ્રય લેવાથી તે સઘળું દૂર થાય છે અને પોતાની મેળે પોતાનું કાર્ય ઇચ્છિત વખતે કરી શકાય છે.

**તે દર્પણ આશ્રય થકી, બુઝ્યા કેઇ ભૂપાળ;**
**કર્મ કલંક દૂરે કરી, પામ્યા શિવ વરમાળ. ૬**

આ દર્પણ જેવી જડવસ્તુથી પણ ભરત મહારાજા તથા તેમના પાટે થયેલા અનેક ભૂપતિઓ બોધ પામ્યા છે, અને કર્મ કલંકને દૂર કરી શિવવધૂ એટલે મુક્તિને વરવાની વરમાળ પહેરી સિદ્ધ તરીકે નિજસ્વરૂપમાં બિરાજે છે.

**દર્પણને રોજે જુએ, પણ નહિ હોય જ્ઞાન;**
**પાપોને નિત્યે કરે, નહિ રહે શુભ ધ્યાન. ૭**

જેમ ભરત ચક્રવર્તીએ દર્પણ જોયું તેમ બીજા અનેક પુરૂષો પણ રોજ જુએ છે, છતાં તેમનામાં જ્ઞાન ન હોવાથી તેઓ પાપ કરતા રહે છે તેથી તેમને શુભ ધ્યાન રહેતુ નથી.

**માટે ઉત્તમ જ્ઞાન જે, ખરૂં દર્પણ કે'વાય;**
**તેમાં અર્પણ આત્મને, કરતાં સુખજ થાય. ૮**

માટે ઉત્તમજ્ઞાન છે તે ખરેખરૂં દર્પણ છે તેમાં આત્માને અર્પણ કરી દેવાથી ખરેખરૂં સુખ થાય છે.

**સુખ છે બે જાતનું, લોકોત્તર લૌકિક;**
**લોકોત્તર પામ્યા થકી, નહીં દુઃખની બીક. ૯**

આ લોકમાં બે જાતનું સુખ છે. એક લોકોત્તર એટલે

મોક્ષનું અને બીજું લૌકિક એટલે લોકોમાં નિરોગી શરીર, સુભાર્યા, વિનયી પુત્ર, ઘરમાં ધન, અનેક ઉત્તમ ભોગોની વસ્તુઓ તથા પંચેંદ્રિની પૂર્ણતા, જુવાની, શરીરશક્તિ માન-પાન વિગેરે છે. પણ લોકોત્તર સુખ એટલે મોક્ષ મળવાથી પછી દુઃખની બીક રહેતી નથી પણ પાછળનાં લૌકિક સુખ જે ગણાવ્યાં તેમાં દુઃખની બીક કાયમ રહે છે.

**શરીરં રોગથી વ્યાપતું, પતિન પુત્ર વિયોગ;**
**જરા મર્ણ સાથે રહ્યાં, નહિ ભોગ ઉપયોગ. ૧૦**

કારણ કે નિરોગી શરીર મળ્યું હોય તોપણ હવા બગ-ડતાં કે ઇંદ્રિયોના સ્વાદથી વધારે ખાતાં કે દુષ્કાળમાં અપથ્ય ખાવાથી કે ખાતાં પ્રમાદ થવાથી, કોઈ જીવનો અંશ કે ઝેર ખાધામાં જવાથી રોગોની બીક કાયમ છે. તેમાં સુભાર્યા તથા પુત્રના મોતથી કે રાજા કે ચોરટાના કારણે કે વેપારના કારણે વિયોગ થવાનો હમેશાં ડર રહે છે, તથા પોતાના ધનને ચોર વિગેરેનો ભય છે જેમ પોતાને જુવાની હમેશાં કાયમ રહેતી નથી, તેમ ઇંદ્રિઓને શિથીલ થઇ જતાં વાર લાગતી નથી; તેથી શક્તિ કમી થઈ જાય છે અને માનપાન પણ હોય કે બીજાં સુખ હોય પણ બુઢાપો આવતાં તે ગમતો નથી, અથવા ગમવા છતાં પણ જ્યારે મોત આવે છે ત્યારે જેમ ઉંદરને બીલાડી ઓચિંતી પકડી જાય છે તેમ મર્ણ

માણસને ગળી જાય છે. તે સુખોથી ક્યાંય દૂર ફેંકી દે છે, અને મનના મનોરથો મનમાંજ પૂરા થાય છે, માટે ભોગો ઉપયોગમાં આવવા વિના સુખ નથી તેમ છતાં ભોગોને ત્યાગી જવું એ પણ ભયંકર દુઃખનું કારણ છે.

**ક્યાં ઇંદ્રની રિદ્ધિને, ક્યાં શરીરનું જોર;**
**તે પણ કાળે આવીને, કરી દીધા કમજોર. . ૧૧**

માણસો પોતાના મનમાં રાત્રીદિવસ વંચ્છના કરે છે કે ક્યારે રાજા થાઉં, ક્યારે શેઠ થાઉં, ક્યારે પદ્મણી પરણું, ક્યારે બગીચા બનાવું, ક્યારે પુત્રને રમાડું, ક્યારે લગ્નનો લાહો લઉં, ક્યારે ગાડી ઘોડા દોડાવું, ક્યારે દરીયાનો દેખાવ જોઉં, ક્યારે હજારોને હુકમમાં રાખું, ક્યારે દેશવિદેશમાં ફરી વળું, ક્યારે દુનિયાની આશ્ચર્ય કરનારી અજાયબીઓ જોઇ લઉં, ક્યારે સિંહ જેવો બળવાન થાઉં, ક્યારે નાણું કમાઇ મહેલ બંધાવી દીવાનખાનાંને શણગારી સુખશય્યામાં સુતો સુતો રમણીક રમણીઓના રમણીક નાચરંગને જોઇ હૃદયને આનંદ પમાડું ? આવા તેના અનેક હવાઈ તુરંગો રાત્રી દિવસ ચિત્તમાં ઉઠે છે, તેમાંના કેટલાકના પાર પડે છે અને કેટલાકના થોડા પાર પડે છે. ત્યારે કેટલાકને તેનું સ્વપ્ને પણ સુખ પ્રાપ્ત થતું નથી ત્યારે કેટલાક તેવા સુખોને પ્રાપ્ત કરવા અનીતિ કરવા જાય છે તો સુખને બદલે ફાંસીએ જાય છે કે લડા-

દામાં બૂરા હાલે મરી કાગડા ગીધોથી ચુંથાય છે કે જન્મ કેદ ભોગવે છે અને કેટલાક પોતે દુઃખી થવા સાથે પોતાના કુટુંબ, મિત્ર, નાતિ, જાતિ ને એ સુખ મેળવવા માટે દુઃખી બનાવે છે પણ સુખનું સ્વપ્નુ આવતું નથી. તેવા સઘળા જીવોને જ્ઞાની પ્રભુ સમજાવે છે કે હે ભવ્ય જીવો! તમો રાજાઓના પણ રાજા અને દેવોથી પણ પૂજાતા એવા દેવેંદ્રોનું સુખ તથા રિદ્ધિ તથા શરીરની શક્તિ શાસ્ત્રદ્વારા ગુરૂ મુખથી સાંભળો અને સાંભળીને તેની સાથે ઇંદ્રોને પણ કાળે આવીને તેમની સઘળી સુખરિદ્ધિ છોડાવી કમજોર બનાવી ફેર માતાના ગર્ભમાં નવો જન્મ લેવા નવ માસ સુધી ઉંધે મસ્તકે લટકાવી દીધા છે અને જન્મ આપીને ફેર તમારા જેવી ગંદી કાયાવાળા બનાવી સંસારની ઉપાધિમાં નાખી દીધા છે. તો તમો શા માટે ચેતતા નથી?

**પળવાર ચાહો નહિ, અંગે રહેવા મેલ;**
**પણ મેલે દેહજ ભર્યો, કેમજ માનો સહેલ. ૧૨**

કોઈ પણ માણસ જો સમજુ હશે તો ક્ષણ માત્ર પણ પોતાના શરીરપરનો મેલ રહેવા દેશે નહિં, ત્યારે કાં વિચાર થતો નથી કે જે કાયામાં પોતાને જન્મ લેવાનો છે તે આખી કાયા મેલથી ભરી છે ત્યારે તેમાં સહેલ શા માટે માનો છો?

**સાબુ રોજે વાપરો, વળી પાણી નહિ પાર;**
**પણ મેલ કાયમ રહે, શીખજે હૈયે ધાર. ૧૩**

સાબુને રોજે લોકો વાપરે છે, જેના માટે વરસ દિવસે હજારો રૂપિયા વપરાય છે તથા નદીનાં, તળાવનાં, કુવાનાં, ટાંકાનાં પાણી પારવગરનાં વપરાય છે તોપણ તેનો મેલ કદી પણ ટળ્યો નથી, હે મારા બંધો ! તુ આ શીખ હૈયામાં ધાર, કારણ કે ધર્મનું તત્ત્વ પામ્યા વિના તારા શરીરનો મેલ કદી પણ દૂર થવાનો નથી.

**પુદ્‌ગલના પરમાણુઓ, ભેગા થાય વિખરાય;**
**રૂપ વિરૂપ તેથી બને, પુણ્ય પાપે ભોગવાય. ૧૪**

જગતમાં છ દ્રવ્ય વીરપ્રભુએ વર્ણવ્યા છે. જીવ, અજીવ, ધર્મ, અધર્મ, આકાશ, અને કાળ છે. તેમાં પ્રથમના પાંચનો સમુહ છે તેથી અસ્તિકાય પદ જોડાય છે. એટલે જીવાસ્તિ-કાય ( જીવ સમુહ ), અજીવાસ્તિકાય, ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાસ્તિકાય અને કાળ છે. કારણ કે કાળનો બારીક ભાગ જે જૈનશાસ્ત્રમાં સમય તરીકે ગણ્યો છે. તે વર્તમાનકાળે વર્તમાનકાળનો સમય હૈયાત હોય છે પણ ભૂતનો વીતી ગયો છે, ભવિષ્યનો આવ્યો નથી માટે કાળનો સમુહ ગણાતો નથી. તે છ દ્રવ્યમાં જીવ અને કર્મનો સંબંધ અનાદિ કાળથી લાગેલો હોવાથી જન્મ, મર્ણ થાય છે, અને

જ્યારે જન્મ મર્ણનો સંબંધ કોઇનો છુટયો ત્યારે તે મોક્ષમાં જાય છે, એટલે તે જીવની સાથેનું શરીર જુદું પડે છે તેથી દુર્ગંધી પછી કોઇ દિવસ તેને આવતી નથી; પણ જ્યાં સુધી જીવ શરીરથી છુટો પડતો નથી ત્યાં સુધી ચૌદ રાજલોક એટલે તેમાં જીવો સુક્ષ્મરૂપે, સ્થુલરૂપે જન્મ મર્ણ કરે છે તેમાં પુદ્ગલ એટલે પંચેંદ્રિના ઉપયોગમાં આવતો જડ પદાર્થ જે આપણે રાતદિન જોઈએ છીએ, તથા ઉપયોગમાં લઇએ છીએ તે જડ પદાર્થ પુદ્ગલનો સ્કંધ (મોટો જથ્થો) વિશ્વમાં વ્યાપી રહેલો છે. તેનો નાનો ભાગ દેશપ્રદેશ અને સૌથી બારીક ભાગ જે કેવળજ્ઞાની પ્રભુજ દેખી શકે તે પરમાણુ કહેવાય છે તે બે ત્રણ સંખ્યાતા, અસંખ્યાતા, અનંતા પરમાણુ એકઠા થઈ સમુહ બની પ્રાણીઓના ઉપયોગમાં આવે છે. તે સમુહો સ્વભાવિક કે કોઇ કર્મધારી જીવના સંજોગથી-વિજોગથી અનેકરૂપે બને છે અને તેથી દરેક પ્રાણીના પુણ્ય પાપ પ્રમાણે તેનો ઉપયોગ થાય છે અને તેના પ્રમાણે સુખ દુ:ખ અનુભવાય છે તથા માની પણ લેવાય છે.

**માટે ઇંદ્ર કે અન્ય જીવ, રહ્યા કર્મ આધીન;**
**એહ નચાવે નાચતા, સમજે તત્વે લીન. ૧૫**

તેથી ઇંદ્ર હો કે રાજા હો, શેઠ હો કે રંક હો, પુરૂષ હો કે સ્ત્રી હો, બાળક હો કે વૃદ્ધ હો, હાલચાલ કરતો

હોય કે સુતો હોય, બહાદૂર હોય કે કાયર હોય તે સઘળા કર્મને આધીન રહેલા છે અને જેમ તે કર્મ નચાવે છે તેમ સઘળા નાચે છે. તેમ જાણીને સમજુ પુરૂષો હોય તેજ તેનું સ્વરૂપ સમજી શકે છે. અને તત્વોમાં લીન થાય છે.

**રાજાને રંકજ કર્યા, કરે રંકને રાય;**
**સુખીને દુઃખી કરે, દુઃખી સુખી થાય. ૧૬**

જેઓ શાસ્ત્ર સાંભળે છે, ઇતિહાસ વાંચે છે, છાપાં વાંચે છે તેઓ સઘળા જાણે છે કે પૂર્વકાળમાં તથા હાલમાં નજરે જોવાય છે કે કર્મના લીધે રાજાઓએ રંક જેવા બની કેદમાં પડી દુઃખ ભોગવ્યાં છે કે ભીખારી માફક ભટકે છે અને ગાયો ચારતા ગોવાળીયા કે ભંગીને ઘેર ઉછરેલા રાજાના જમાઇ બન્યા છે તેમ શ્રીમંતો કે કુટુંબવાળા નિર્ધન, કુટુંબ રહિત થઈ ગયા છે અને દુઃખીઆ જીવો ધનવાળા તથા કુટુંબવાળા બની ગયા છે.

**ત્યારે કર્મ આધીન થઇ, કેમ ભોગવવું કર્મ;**
**એમજ કોઇ પૂછતાં, ગુરૂ બતાવે મર્મ. ૧૭**

આવી વાત જ્યારે હૃદયમાં ઠસે અને કર્મની સત્તા બળવાન જાણે ત્યારે લોકો નિરાશ થઇ જાય અને ગુરૂ મહારાજને આવી પૂછે કે મહારાજ! ત્યારે શું (?) તેના આધીન થઇ

કર્મ ભોગવવું કે કાંઈ સદુદ્યમ કરવો ? એમ પૂછે ત્યારે ગુરૂ મહારાજ મર્મ બતાવે છે કેઃ-

**કર્મ સત્તા પ્રબળ નહિ, નહીં જીવ પણ જોર;**
**વારા ફેરા તેહના, બને જોર કમજોર. ૧૮**

કર્મની સત્તા એકાંત પ્રબળ નથી કારણ કે અનંતા જીવો તે કર્મને તોડી મોક્ષમાં ગયા છે અને જન્મ મર્ણથી મુક્ત થયા છે તેમ સઘળા જીવોનું એવું જોર નથી કે કર્મને હણીને એકદમ મોક્ષમાં ચાલ્યા જાય, કારણ કે અનંતાકાળે પણ ભવિષ્યમાં સઘળા જીવો મોક્ષે જઈ સંસાર ખાલી થઈ જવાનો છે તેવું નથી. પણ એટલું ચોક્કસ છે કે કોઇ વખત કોઇ જીવને આશ્રીત કર્મપ્રબળ હોય છે અને કોઈ વખત કોઇ જીવ આશ્રાતે તેનો જીવ પ્રબળ હોય છે. અને જીવ જ્યારે પ્રબળ હોય છે ત્યારેજ કર્મને તોડવાની સત્તા તેની હાથમાં આવે છે. અને તેથી કેટલાકને સ્વાભાવિક તેવી લાગણી ઉત્પન્ન થાય છે ત્યારે કેટલાકને ગુરૂ ઉપદેશથી થાય છે. આ લાગણીને સમકિત સમ્યકત્વદર્શન એવા નામથી ઓળખાવ્યું છે અને જ્યારે વિશેષ પ્રગટપણે આત્મામાં તે જણાય છે ત્યારે જ્ઞાન કહેવાય છે અને તે જ્ઞાનને મેળવી અસાર પુદ્ગલનો મોહ છોડી સારરૂપ જીવ સ્વરૂપને ગ્રહણ કરવા તત્પર થાય છે ત્યારે ચારિત્ર કહેવાય છે. આ ત્રણને વીરપ્રભુએ સમ્યક્દર્શન,

સમ્યક્જ્ઞાન, સમ્યક્ચારિત્ર તરીકે ઓળખાવ્યાં છે. આ ત્રણમાં બીજ દર્શન છે, અને ફળ ચારિત્ર છે, અને ફળનો સ્વાદ સંપૂર્ણ આત્મ સુખમાં લીન થવું તેનો અનુભવ છે.

**ક્ષાયિકભાવે જો થયું, નહિ કદી જાય;**
**બીજા ભેદે જો થતું, વળી ફરી લૂંટાય. ૧૯**

શાસ્ત્રકાર ભગવંતે આ સમકિતને ક્ષાયિક, ક્ષય, ઉપશમ, વેદક, આસ્વાદન વિગેરે અનેક ભેદોથી ઓળખાવ્યું છે પણ તેમાં જો ક્ષાયિક સમકિત ગુણ જીવને પ્રગટ થયો હોય તો તે નાશ થતો નથી પણ બાકીના સમકિતમાં જ્યાં સુધી તે ક્ષાયિક તરીકે ન બદલાય ત્યાં સુધી તે સમકિત પણ જતું રહેવાનો સંભવ છે. તેથી લૂટાવાનો ડર હમેશાં ભવ્ય જીવને રહે છે.

**ક્ષાયિક ભાવે પામીને, જન તે મોક્ષે જાય;**
**પણ આયુષ બાંધે પ્રથમ, ભોગેથી છુટાય. ૨૦**

જો ક્ષાયિક ભાવે ક્ષાયિક સમકિત પામ્યો હોય તો તે મનુષ્યપણામાં જીવ મોક્ષમાં તેજ ભવે જાય છે. પણ પ્રથમથી આયુષ્ય બીજી ગતિનું બંધાઈ ગયું હોય અને પછી ક્ષાયિક સમકિત પામે તો તે આયુષ્ય પ્રથમ ભોગવે. ત્યાર પછી મનુષ્ય જન્મ પામી રત્ન ત્રણ સારી રીતે આરાધી મોક્ષમાં જાય છે.

**માટે સમકિત ગુણને, વર્ણવ્યો શાસ્ત્ર મોઝાર;**
**ગુણ તેના ગાઇ સદા, પામે તત્વનો પાર. ૨૧**

આ ક્ષાયિક સમકિત ગુણ સઘળાને એકદમ ઉત્પન્ન થતો નથી પણ અનેક ભેદે સમકિત ઉત્પન્ન થયું હોય તે ઉત્તમ ભાવનાથી કે સદ્ગુરૂની હમેશાં ઉપાસના કરવાથી ક્ષાયિક સમકિતરૂપે ફેરવાય છે તેથી જીવ મોક્ષમાં જાય છે માટે શાસ્ત્રમાં તેનો ઘણો મહિમા વર્ણવ્યો છે. તેથી જીવો રાત્રિ-દિવસ તે દર્શન ગુણને તથા દર્શનના દાતાર અરિહંત પ્રભુના ગુણો હમેશાં ગાય છે અને તત્વનો પાર પામે છે.

**અરિહંત અતિશયે, જગમાં જે પંકાય;**
**દેવો પણ સેવા કરે, ગુણે રાગી થાય. ૨૨**

આ અરિહંત અને સામાન્ય કેવળજ્ઞાનીના જ્ઞાનમાં કંઇ ભેદ નથી પણ અરિહંત પદ જેમણે ત્રીજા ભવમાં આરાધ્યું હોય તે પુણ્યની પ્રબળ સત્તાથી લોકોમાં લોકોત્તર દેવ તરીકે પૂજાય છે, અને સ્વર્ગના—પાતાળના દેવો કરોડોની સંખ્યામાં તેની સેવા કરે છે. તે અરિહંત પ્રભુને ચોત્રીશ અતિશય હોય છે, જેમાંના અતિશય જન્મથી ચાર, કેવળજ્ઞાન થવાથી અગ્યાર, અને દેવોના પૂજ્યબુદ્ધિએ કરેલા ઓગણીશ એમ ચોત્રીશ અતિશય (અજાયબીઓ) હોય છે, તેથી બાળજીવોના હૃદયમાં પણ દેખાદેખી પૂજ્યભાવ તેમના ઉપર થાય છે:અને

તેથી કેટલાંક ઉત્તમ ભાવનાએ ચડતાં ફક્ત તેમનું નામ સાંભળીને કેવળજ્ઞાન પામી જાય છે. કેટલાક તેમના દેવતાએ કરેલા સમોસરણ ( સભા મંડપ )ને દેખીને કેવળજ્ઞાન પામે છે; ત્યારે કેટલાકો તેમને દેખીને કે તેમની વાણી સાંભળીને કેવળજ્ઞાન પામે છે. કેટલાકો તે વખતે ઉપર કહેલું સમ્યક્દર્શન પામે છે, કેટલાકો સમ્યક્દર્શન સાથે સમ્યક્જ્ઞાન પામે છે, ત્યારે કેટલાકો સમ્યક્ ચારિત્ર પામે છે. ત્યારે કેટલાકો સમ્યક્દર્શન જ્ઞાન મેળવી ચારિત્રમાં પોતે કંઈ અયોગ્યતા અથવા ખામી જુએ તો શ્રાવકનાં વ્રત એટલે દેશચારિત્ર ગ્રહણ કરે છે, ત્યારે કેટલાક સમ્યક્દર્શનના બીજરૂપ માર્ગાનુસારીના ગુણને પામે છે. આ સઘળા જીવો ભવ્ય કહેવાય છે.

**ભવ્ય અભવ્ય ભેદથી, વર્ણવ્યા સઘળા જીવ;**
**ભવ્ય ધર્મ આરાધીને, થાયે આપજ શિવ. ૨૩**

એટલા માટે ભવ્ય જીવ તથા અભવ્ય જીવ બે પ્રકારે શાસ્ત્રમાં વર્ણવ્યા છે, પણ તેમાં ભવ્યજીવ છે તેજ ત્રણ રત્નરૂપ ધર્મને આરાધી કોઈ પણ કાળે શિવ એટલે પોતાના શુદ્ધ સ્વરૂપમાં રહેનાર સિદ્ધપદનો જીવ થાય છે.

**અભવ્યનેં મળતું નથી, ખરૂં આત્મનું રૂપ;**
**લલચાઇ ગ્રહણ કરે, થાયે દેવ સ્વરૂપ. ૨૪**

અભવ્ય જીવ માણસનો જન્મ પામી આવા અરિહંતાદિના

સમાગમમાં આવે તોપણ તેને સમ્યક્‌દર્શનનો અભાવ હોવાથી તે આત્માનું સત્ય સ્વરૂપ જાણી શકતા નથી તેથી તેને મોક્ષની ઇચ્છા થતી નથી. પણ સ્વર્ગાદિનાં તથા રાજ્યાદિનાં દેખીતાં સુખની વાંચ્છના થવાથી અંદરની આસ્તા વિના પણ બાહ્યચરિત્ર ગ્રહણ કરી સાધુવેશ પહેરી કષ્ટક્રિયા કરી. શ્રુતજ્ઞાન પણ અજ્ઞાનપણે ગ્રહણ કરી નવ ગ્રૈવીકમાં દેવ તરીકે થઈ અહમ્ ઇંદ્રનાં સુખ ભોગવે છે, અને પાછું પુણ્ય ખુટતાં માતાના ઉદરમાં ઉંધે મસ્તકે પડે છે, અને જન્મ મરણના ચક્રાવામાં પડે છે.

**સમ્યકત્વી આરાધીને, થાય અનુતર દેવ;**
**ઉત્તમ કુળ અવતાર લઇ, થાય દેવાધિ દેવ. ૨૫**

પણ જો સમ્યકત્વી જીવ ચારિત્ર સંપૂર્ણ રીતે આરાધે તો પરમશ્રુતજ્ઞાન, જ્ઞાનપણે પામી જો તે ભવમાં કેવળજ્ઞાન પામે તો ઠીક નહિ તો અણુત્તર વિમાનમાં દેવ થઈ ઉત્તમ કુળે અવતાર લેઈ અરિહંત જે દેવાધિ દેવ કહેવાય છે, તે અરિહંતપદ પામે છે અને કેવળજ્ઞાન પામી સિદ્ધમાં જાય છે.

**જ્ઞાને આનંદ જે મળે, વિષયોમાં નહિ હોય;**
**તેવું જ્ઞાને જાણીને, ભૂલે ભોળો કોય. ૨૬**

કેવળજ્ઞાની ભગવંતો કેવળજ્ઞાનથી જે આત્મામાં આનંદ મેળવે છે તે આનંદ વિષયોમાં હોતો નથી તેથી તેઓ પુદ્‌ગલ પદાર્થ ઉપર રાગ (પ્રીતિ) ધરાવતા નથી, તેમ સંસારમાં બાકીનું

આયુષ્ય પૂરૂં થતાં સુધી શરીરને દુઃખદાયી પદાર્થોનો સમાગમ થાય તો તેનો દ્વેષ પણ કરતા નથી તેથી કર્મો નવાં બંધાવાથી તેમને દુર્ગંધી શરીર મળતું નથી તેમ જન્મ પણ થતાં નથી, તેવું જ્ઞાને જાણીને હવે સંસારમાં પુદ્ગલ પદાર્થે રાચી કોઈકજ ભોળો હોય તે ભૂલ ખાય છે.

**જ્ઞાને આવરણ આવતાં, જ્ઞાન રહે છે દૂર;**
**માટે ગુરૂ સેવીને, સુખ લહે ભરપૂર. ૨૭**

કોઈ થોડું જ્ઞાન ભણી ચારિત્ર લેઈ પ્રભુ ઉપર ભાવ રાખી મનમાં વિચારે કે હવે મને ડર નથી. હું વિષયમાં રાચવાનો નથી છતાં પણ તેવાઓને પોતાના શ્રુતજ્ઞાન ઉપર આવરણ આવવાનો ડર રહે છે તે વખતે ઓચિંતી મોહક વસ્તુ અનુભવવામાં આવે તો જ્ઞાન દૂર થઈ જાય છે, અને ચારિત્રને ઉંચું મૂકી સંસારમાં રાચે છે માટે પ્રભુએ ગુરૂકુળ સહવાસ શ્રેષ્ટ ગણ્યો છે અને તેમની આજ્ઞામાં જીંદગીપર્યંત રહેવાનો હુકમ કરેલો છે, અને તેમની સેવામાં રહીને અંતે ભરપૂર સુખ પામે છે.

**વિષય કષાય પ્રમાદથી, પામે છે દુઃખ જંન;**
**માટે તેને ત્યાગવા, રાખો નિત્યે મન. ૨૮**

પાંચે ઇંદ્રિના વિષયો માણસોને દુર્ગતિમાં નાખે છે તેમ આ લોકમાં દુઃખ (જંન) પામે છે માટે તે ગુરૂ મહારાજ

હમેશાં ઉપદેશ આપે છે કે હે ભવ્ય જીવો, તમે વિષયોને ત્યાગો અને વિષયના લીધે કષાય થાય છે, અને કષાયને લીધે પ્રમાદ થાય છે માટે જેણે વિષય ત્યાગ્યા તેને કષાય રહેવાના નથી, અને કષાય ત્યાગ્યા ત્યારે પ્રમાદ રહેવાનો નથી, તેમજ પ્રમાદ જવાથી અપ્રમાદ ગુણઠાણું મળે છે, અને તે મેળવવાથી પછી શ્રેણીમાં ચડાય છે. વળી શ્રેણી ચડતાં મોક્ષમાર્ગનાં પગથીઆં ચડી મહેલ સમાન સિદ્ધ શિલાની ઉપર જવાય છે.

**ગુણસ્થાન ચૌદજ ગણ્યા, બાળ જીવને કાજ;**
**તેનું સ્વરૂપ જાણીને, પામે પદ શિવરાજ. ૨૯**

શાસ્ત્રકાર ભગવંતે અમારા જેવા બાળજીવોને સહેલથી સમજાય તેના માટે ચૌદ ગુણસ્થાન બતાવ્યાં છે. ૧ મિથ્યાત્વ, ૨ સાસ્વાદન, ૩ મિશ્ર, ૪ સમકિત (સમ્યકત્વ), ૫ દેશવીરતી, ૬ સર્વવીરતી (પ્રમાદ), ૭ અપ્રમાદ, ૮ અપૂર્વકરણ, ૯ નિઃવૃત્તિબાદર, ૧૦ સુક્ષ્મસંપરાય, ૧૧ ઉપશમ, ૧૨ ક્ષાયિક, ૧૩ સયોગી, ૧૪ અયોગી, આ ચૌદ ગુણસ્થાનનું સ્વરૂપ જે કર્મ ગ્રંથમાં બતાવ્યું છે તે તે સમજીને જીવ શિવપદનું રાજ પામે છે એટલે મોક્ષમાં અવ્યાબાધ સુખ પામે છે.

**મિથ્યાત્વી પણ જીવ જે, ઇંદ્રિ સુખને કાજ;**
**અંગે કષ્ટજ જે સહે, જેથી ગુણ અવાજ. ૩૦**

મિથ્યાત્વી જીવ જોકે સમકિત પામેલો નથી પણ ભવિષ્યમાં કષ્ટ સહન કરવાથી સુખ પ્રાપ્ત થશે તેવો અભિલાષ રાખી તે શરીરે કષ્ટ સહન કરે છે. કેટલાક જંગલમાં તપશ્ચર્યા કરી ફક્ત ફળાહાર કરે છે, કેટલાક બ્રહ્મચર્ય પાળે છે, કેટલાક સૂર્ય સામે દૃષ્ટિ રાખી તપે છે, કેટલાક નદી કિનારે ઠંડી સહન કરે છે, કેટલાક ઉનાળામાં પણ પંચાગ્નિ તપે છે; તે સઘળા ઇંદ્રિ સુખના અભિલાષી હોવાથી દેવલોક સુધી જઈ શકે છે તેથી કામ ક્લેશાદિ કષ્ટને આશ્રી ગુણસ્થાન એવું નામ અપાયલું છે.

**સમકિતથી નીચે પડે, રહે પૂર્વનો સ્વાદ;**
**દૂધપાકને ઓકતાં, રે'તો જેવો સ્વાદ. ૩૧**

બીજા ગુણસ્થાનકે જીવ જ્યારે સમકિતથી ભ્રષ્ટ થઈ નીચે પડે છે ત્યારે પડતાં પડતાં પૂર્વે જે આત્માનો અનુભવ થયો હોય તેનો કિંચિત સ્વાદ રહે છે તેને સાસ્વાદન ગુણઠાણું કહે છે. જેમ દૂધપાક ખાધેલો વમન કરે તોપણ તેની કિચિંત મીઠાશ જીભમાં રહી જાય છે.

**લૌકીકને લૌકોત્તરે, રાખે એકજ ભાવ;**
**સત્ય સ્વરૂપ જાણે નહિ, જેથી મિશ્ર વર્તાવ. ૩૨**

લૌકિક ગુરૂ એટલે ચારિત્ર નહિ ગ્રહણ કરેલા જ્ઞાનક્રિયાથી ભ્રષ્ટ એવા તથા ચારિત્રમાર્ગને આરાધનારા જ્ઞાનક્રિયા સંપન્ન

સદ્દગુરૂને લોકોત્તર ગુરૂ કહેવાય તેમનામાં એક સરખો ભાવ રાખીને બંનેને સરખી રીતે માને પણ સત્ય સ્વરૂપ જાણે નહિ, બંનેની ઉપાસના કરે તે મિશ્ર ગુણઠાણું કહેવાય છે.

**સત્ય દેવગુરૂ અને, કેવળી ભાષિત ધર્મ;**
**તેમાં શ્રદ્ધા જેહની, સમકિત જાણે મર્મ. ૩૩**

કંચન કામિનીથી સર્વથા રહીત, દશપતિ ગુણનાધારક, નવ તત્ત્વના બોધક, આત્મગુણશોધક એવા ગુરૂએ ઓળખાવેલા અરિહંત સિદ્ધને દેવ તથા આચાર્ય ઉપાધ્યાય અને સાધુને ગુરૂ તરીકે માને તથા કેવળી પ્રભુએ ભાખેલો જે ધર્મ તેને વિષે જેની શ્રદ્ધા એક સરખી છે તે સમકિતી જીવ ચોથે ગુણસ્થાને કહેવાય છે, અને તેજ ધર્મનો મર્મ પામે છે.

**સાચું જાણે વ્રતને, પણ કાંઈક છે રાગ;**
**દેશવીરતી તેથી કહે, દેશ થકી છે ત્યાગ. ૩૪**

વ્રત એટલે ચારિત્ર તેને સાચું જાણે પણ મોહની પ્રબળતા હજુ પૂર્ણપણે શાંત પામી નથી તેથી તેઓ પરિમિત પરિગ્રહ રાખે છે, અને થોડું થોડું વ્રત રાખે છે તેથી તે દેશવીરતી પાંચમું ગુણસ્થાન કહેવાય છે.

**આ ગુણસ્થાને જે મુવા, થૈ બારલોકે દેવ;**
**સુખ અતિશે ભોગવે, જેની ગુણે ટેવ. ૩૫**

આ ગુણસ્થાનમાં શ્રાવકની દેશથકી પણ વ્રત ઉચરે એટલે

જાણી જોઈને વિના કારણે દુષ્ટ પરિણામથી ત્રસકાયને હણે નહિ, તેમ સ્થાવર જીવને પણ કોમળ પરિણામથી ઉપયોગમાં લે અને સદા એ સંસાર ભયથી કંપતો રહી શ્રાવકની ત્રણ ભાવના ભાવે તથા ગુણવંતોના ગુણરૂપી રત્નોની પરીક્ષા કરી તેમાંથી ગુણ લેવાની ટેવ રાખે, તે ગુણગ્રાહી શ્રાવક અંતકાળે સંલેખનાથી સમાધિમાં કાળ કરી બારમા દેવલોક સુધી જઈ શકે છે અને ત્યાં અતિશે સુખ ભોગવે છે.

**દારા દ્વારજ નર્કનું, પુત્ર મોહનો પાસ;**
**પૈસો ફાંસો દુઃખનો, તજવા થાય ઉલ્લાસ. ૩૬**
**સદ્ગુરૂ ચર્ણે નમી, બોલે મુખથી વાણ;**
**તારતાર ગુરૂ મને, હું મૂર્ખ અંજાણ. ૩૭**

આ સંસારમાં કેટલાક જીવોને શ્રાવકનાં દેશથકી વ્રત લીધા પછી પૌષધાદિ ક્રિયા કરતાં અથવા સદ્ગુરૂનો ઉપદેશ શ્રવણ કરતાં કે સંસારનાં સુખ લેવા જતાં અપાર દુઃખ ભોગવતાં કેટલાક ( જીવો ) ને સમજાય છે કે કાળજું વિંધનારી દારા (સ્ત્રી) નરકનો દરવાજો છે અને પુત્ર છે તે મોહનો પાસો એટલે જાળ બીછાવેલી છે, તેમ પૈસો તે હિતરૂપી જીવને લેવા માટે જે ફાંસારૂપ છે તે દુઃખદાયી જાણી તેને તજવા અભિલાષ થાય છે; ત્યારે સદ્ગુરૂને શોધી તેમના ચર્ણમાં નમી મુખથી બોલે છે કે હે પ્રભો! મને તાર, તાર!

હું મૂર્ખ અને અજાણ છું અને અનાથ છું તેથી. તુ મારો નાથ થઇને મારો હાથ ગ્રહી સીધે માર્ગે લઇ જા.

**ગુરૂ કહે ધન્ય તુજને, એવી તારી વાણ;**
**પણ વિચારી આદરો, પામો સુખનું સ્થાન. ૩૮**

તે વખતે ગુરૂ તેને ધન્યવાદ આપે છે અને કહે છે કે તારી વાણી આવી નીકળે છે તે ઠીક છે પણ વિચારીને વ્રત આદરો જેથી સુખનું સ્થાન પામો.

**શું શું વ્રતના ફાયદા, શું શું તેમાં દુઃખ;**
**દશવૈકાલિક સૂત્રથી, ભાગે તેની ભૂખ. ૩૯**

તેથી ગુરૂમહારાજને પૂછે છે, ત્યારે ગુરૂમહારાજ તેને ચારિત્ર લીધાથી શું સુખ પ્રાપ્ત થાય છે, અને ચારિત્ર લીધા પછી સંસારી જીવો જેવી ભોગાકાંક્ષા રાખવાથી શું દુઃખો પ્રાપ્ત થાય છે, તે દશવૈકાલિક વિગેરે સૂત્રોથી સમજાવી તેના મનની ભૂખ ભાગે છે એટલે યથાર્થ સ્વરૂપ સમજાવી તેને સંતોષ પમાડે છે.

**સગાં સહુને મેળવી, તેને બુઝવી આપ;**
**ગુરૂ પાસે વ્રત આદરે, ત્યાગે સહુ સંતાપ. ૪૦**

પછી ગુરૂમહારાજ પાસેથી નીકળી પોતાનાં સગાંસંબંધીને મેળવી તેમને ધર્મ સ્વરૂપ સમજાવી પ્રતિબોધ પમાડી સાધુનાં વ્રત લે છે અને સંતાપને ત્યાગે છે.

**ધર્મ મૂળ દયા અને, તપ સંજમમાં જીવ;**
**રાખી વિદ્યા ને ભણે, જાણે જીવ અજીવ. ૪૧**

ગુરૂમહારાજ દિક્ષા આપી દશવૈકાલિક સૂત્ર મ્હોડે કરાવી અર્થ પણ સમજાવે છે. જેથી જાણે છે કે ધર્મ છે તે દયામય છે અને દયા કરવાથી તપશ્ચર્યા થાય છે અને તપશ્ચર્યા કરવાથી સંજમ સારી રીતે પળે છે અને ઇંદ્રિનું દમન થાય છે અને વિદ્યા ચિત્ત રાખી ભણવાથી જીવઅજીવનું સ્વરૂપ સમજાય છે.

**જીવ તે ચેતન આત્મા, અજીવ જડ પુદ્ગલ;**
**જીવ તેમાં મુંઝાય તો, વધતો કર્મનો મળ. ૪૨**

ધીમે ધીમે ધ્યાન રાખીને ભણતાં સમજાય છે કે જીવ તે પોતાના શરીરમાં વ્યાપી રહેલો ચેતનાવાળો આત્મા છે, અને અજીવ તે શરીરનું પુદ્ગલ પદાર્થનું બંધન છે તેમાં જો જીવ મોહ પામી મુંઝાય તો કર્મનો મળ વધી જાય છે.

**કર્મ અશુભને તોડવા, સમજે મનમાં પાપ;**
**પાપસ્થાનને ત્યાગવા, લેતો જ્ઞાન અમાપ. ૪૩**

અશુભ કર્મથી જીવ સંસારમાં દુઃખ ભોગવે છે; તેને તોડવા ( અશુભ કર્મ એટલે પાપ ) તેને મનમાં સમજે છે અને તે પાપોને તોડવા અમાપજ્ઞાન મેળવે છે.

**ભણવામાં લક્ષજ રહે, રહે દૂર દુર્ધ્યાન;**
**વિષયની વાંચ્છા નહિ, મળે વિનયથી માન. ૪૪**

દશવૈકાલિક પૂરૂં થયા પછી ગુરૂ પાસે ભણવામાં વધારે ચિત્ત રહેવાથી દુર્ધ્યાન હમેશાં દૂર રહે છે અને તેથી વિષયની વાંચ્છના બીલકુલ રહેતી નથી, તેમ ઉત્તરાધ્યયન સૂત્રમાંથી વિનય અધ્યયન વાંચી તેમાંથી સારરૂપ વિનય ગ્રહણ કરી વડીલોની સેવા કરે છે, તેથી સુશિષ્ય તરીકે માન પામે છે.

**આચારે આચારને, વળી બીજાં જે અંગ;**
**શીખીને જ્ઞાની બને, મોક્ષમાર્ગમાં રંગ. ૪૫**

દર્શનાદિ પાંચ આચાર તથા સાધુનો વિશેષ આચાર જેમાં રહ્યો છે તથા વીરપ્રભુએ કેવાં કષ્ટ સહ્યાં છે તે આચારાંગાદિ સૂત્રો તથા સ્યાદ્વાદરહસ્ય જેમાં સમજાવ્યું છે તેવાં બીજાં અંગો તથા ઉપાંગો ભણીને જ્ઞાની બને છે અને મોક્ષમાર્ગમાં રંગ રહે છે.

**જ્ઞાનીને પણ પ્રમાદ જે, દેતો ભારે દુઃખ;**
**તો મારી પણ તે દશા, ત્યાગી દેતાં સુખ. ૪૬**

શ્રુતજ્ઞાની ભગવંતોને પણ જો પ્રમાદ કરે તો તે પ્રમાદ તેમને દુર્ગતિમાં ઘસડી જાય છે સો મારી પણ તેજ દશા થશે. માટે તેને ત્યાગવાથીજ મને સુખ મળશે.

**સમજીને ડરતો રહે, થાય અપ્રમાદી આપ;**
**ભોજન પણ લુખાસથી, જેમ ટળે સંતાપ. ૪૭**

આવું જેને જ્ઞાન હૃદયમાં ઠસે છે તે સદાએ વિકથા, નિદ્રા,

મધ, વિષય કે અવિરતીને પેસવા દેતાં નથી જેથી તેનું અપ્રમાદી ગુણસ્થાન તે સાતમું ગણાય છે. આ ગુણસ્થાને વર્ત્તતો જીવ ગોચરીમાં આવેલા પદાર્થ જેવા હોય તેવા અણ-ચાલતે જેમ રોગી દવા લે છે તેમ પોતે ગ્રહણ કરે છે. તે મનમાં ચોક્કસ યાદ રાખે છે કે સૌ દુઃખનું મૂળ જીવ્હેંદ્રિ ( જીભ ) છે.

**રાત્રે નહિ નિદ્રા અને, રોગ તણું છે જોર;**
**વળી ઇંદ્રિની પુષ્ટતા, નાખે નર્ક અઘોર. ૪૮**

આ ઉત્તમ શિષ્ય મનમાં સમજે છે કે જો વધારે ખાધું તો રાત્રે ખોટા ઓડકાર આવશે, ઉલટી થશે અને ઝાડે (સ્થંડીલ) જવું પડશે તો અંધારે સ્વપર જીવનું નુકસાન થશે તથા રોગોનું જોર અપચો ( અજીર્ણ ) થવાથી થશે, અને કદાચ દુધ, ઘી, મિષ્ટાન્નાદિ ખાઈ પુષ્ટ થઈ ઇંદ્રિઓની પુષ્ટતા કરી તો કુમાર્ગે દોરાતાં અઘોર નર્કમાં જવું પડે છે. એમ સમજીને ઇંદ્રિઓને પુષ્ટ થવા દેતા નથી.

**દોષ બેતાળી ત્યાગીને, લેતા શુદ્ધ આહાર;**
**પાંચ દોષ મંડળી તણા, પાળે શુદ્ધ આચાર. ૪૯**

બેતાળીસ દોષ સાધુને ગોચરીમાં ટાળવાના છે. જેમાંના સોળ ગૃહસ્થી વહોરાવનારથી સાધુને લાગે છે, ત્યારે સોળ સાધુને પોતાનાથી લાગે છે, અને દશ બંનેના ભેગા લાગે છે

તે તથા ગોચરી કરતી વખતે પાંચ દોષ લાગે છે તે ત્યાગી શુદ્ધ આહાર ગ્રહણ કરી શુદ્ધ આચાર પાળે છે.

**જગત તણી જે રિદ્ધિઓ, માને તૃણની સમ;**
**સત્ય નામ મુનિ તણું, રાખે સદા ઉપશમ. ૫૦**

જગતને તૃણસમાન માને તે મુનિ ગણાય છે, તે પ્રમાણે વર્તી સદા ઉપશમભાવ રાખે છે એટલે લલચાવનારી વસ્તુમાં ધ્યાન રાખતા નથી.

**ધન્યજ વજ્ર સ્વામીને, ધન્ય નેમિકુમાર;**
**ધન્ય જંબુસ્વામી વળી, નહિ વિષય વિકાર. ૫૧**

વજ્ર સ્વામી પ્રભુને રૂકિમણી કન્યાના પિતાએ તેના આગ્રહથી તે કન્યા સાથે કરોડોનું ધન આપવા માંડયા છતાં પણ લક્ષ્મી લલનામાં જે લલચાયા નહિ, તથા માતાએ અનેક પ્રકારે સંસારમાં પાડવા કરૂણાજનક, ભયજનક, મોહક વચનો સંભળાવા છતાં રાજ્યસભામાં ધર્મને સારરૂપ જાણી ગુરૂની લાજ રાખી તથા માતાને પણ સંજમ લેવાના કારણરૂપ થયા તે ધન્યવાદને યોગ છે. તેમ દેવતાના ખરી ક્ષુધાના વખતે ઉત્તમ ભોજન આપવા તજવીજ કરી પણ અશુદ્ધ આહાર લેવાંથી દેવતાએ ધન્યવાદ સાથે વૈક્રિયલબ્ધિ તથા ઉડવાની લબ્ધિ આપી હતી તે, તથા રાજેમતિ જેવી કન્યાએ પતિ તરીકે રહેવા અનેક પ્રકારે મોહક વચનો કહેવા છતાં જેમાં

તેઓ રાચ્યાં નહિ. અને ફક્ત ધર્મજ સારરૂપ છે તે માતા-
પિતાને સમજાવી દિક્ષા લીધી, તેજ પરણેલી આઠે કન્યાને પણ
પ્રતિબોધી શીલવ્રતવાળી પાંચસો ચાર આઠ કન્યાના તથા
પોતાના માતાપિતા મળી કુલ પાંચસો સત્તાવીશને પ્રતિબોધના
કારણરૂપ થયા. તે વિષયના વિકારને ત્યાગનારા મહાન્ પુરૂ-
ષોનાં ચરિત્ર વાંચી પોતાનામાં તેવી ધૈર્યતા રાખે છે.

**ગોચરી સ્થંડીલ જતાં, રૂપે થાય વિકાર;**
**પણ તેને જુદી ગણી, ધીરજ હૈયે ધાર. પર**

સમાધિમાં રહીને તથા દેખી પેખીને વર્ત્તવા છતાં પણ
ગોચરીમાં કે સ્થંડીલ જતાં રસ્તામાં કોઇ રમણીક રમણીના
મોહક ચાળાથી ચિત્ત ડામાડોળ થતાં પાછો સંસારમાં ન
રખડે, માટે ગુરૂમહારાજ શાસ્ત્રસાર સમજાવે છે કે ભણેલું તે
પારકાને સમજાવવા કરતાં હૈયામાં ધારી રાખવા કહે છે કે
તેવા વખતે વિચારકે તે સ્ત્રી તારી નથી તેમ તેનો તું નથી
તો શા માટે મમતા ગ્રહણ કરે છે, એવી મમતા જવાથી
સમભાવ ઉત્પન્ન થાય છે.

**પણ સમતા નહીં થાય તો, સહેતો અંગે કષ્ટ;**
**કોમળતા ત્યાગ્યા થકી, મોહજ થાતો નષ્ટ. પ૩**

જો કદી એવી ભાવના ભાવે છતાં પણ સમતા ન આવે
અને વિકાર થતા હોય તો પછી શિયાળામાં ઠંડ સહન કરે

અને ઉનાળામાં તાપ સંપૂર્ણ સહન કરે અને પુષ્ટ વસ્તુઓનો ત્યાગ કરી અંગે કષ્ટ સહન કરે તથા અંગની સુશ્રુષા તથા કોમળતા ત્યાગે તો મોહ ધીમે ધીમે નષ્ટ થાય છે.

**ત્યાગી વિષય વાંચ્છના, પાછા પડે સંસાર;**
**રખડે તે સંસારમાં, વળી દુર્ગતિ માર. ૫૪**

એટલું છતાં જો વિષયની વાંચ્છના ન છુટે તો ગુરૂમહારાજ સમજાવે છે કે જો જરા પણ ઇંદ્રિઓના વિષય જે ત્યાગ્યા છે તેને ફરી ચાહ્યા તો ફરી સંસારમાં પડશો. અને જે જીવો સંસારમાં પડયા છે તે સંસારમાં રખડી અપમાન પામે છે અને દુર્ગતિમાં જમના માર સહે છે.

**પુંડરીક કુંડરીક તણા, વાંચીને અધિકાર;**
**પાપોથી ડરતા રહે, લહે તત્ત્વનો સાર. ૫૫**

વળી હજાર વર્ષ તપસ્યા કરી પાછી સંસારના સુખની વાંચ્છના કરી તો કુંડરીક સાતમી નરકે ગયો અને પુંડરીકે સંજમ આરાધી સદ્‌ગતિ મેળવી તેનો અધિકાર વાંચી સુસાધુઓ હમેશાં પાપોથી ડરતાં રહે છે અને ગુરૂ પાસેથી તત્ત્વનો સાર લે છે.

**આશ્રવ જેમ આવે નહિ, નહિ પુણ્ય અભિલાષ;**
**સંવરને સાધે સદા, નિર્જરામાં ઉલ્લાસ. ૫૬**

જીવ અંજીવને જાણી પાપને ત્યાગી પુણ્યને વાંચ્છતા નથી તેમ આશ્રવને સમજી સત્તર પ્રકારનો અસંયમ ટાળી પચ-

વીસ પ્રકારની ક્રિયાનો નિરોધ કરી સંવરના સત્તાવન ભેદ સમજી તેને આરાધે છે અને બાર પ્રકારની તપસ્યા કરી કર્મને નિર્જરાવે છે.

**ધર્મ તણા નિદાનમાં, થાતો પુણ્યજ બંધ;**
**પણ નહિ નિદાન તો, છુટે પુદ્ગલ સ્કંધ. ૫૭**

ધર્મ આરાધી જો બ્રહ્મદત્ત ચક્રવર્તિ માફક નિયાણું કરે તો મોક્ષ મળવાને બદલે એટલુંજ સુખ મળે છે એટલે પુણ્યનો ભોગવવાનો બંધ પડી જાય છે. અને પુણ્ય ભોગવાયા પછી સંસારમાં કરેલા પાપોને ભોગવવા બ્રહ્મદત્ત ચક્રવર્તિ માફક સાતમી નરકે જવું પડે છે. પણ જો નિદાન ન કરે તો તે ધર્મના પ્રભાવથી કર્મનો બંધ છુટતાં પુદ્ગલનો લાગેલો સ્કંધ છુટો પડી જાય છે. એટલે જીવ અશરીરી થઈ મોક્ષમાં જાય છે.

**શરીરમાં પણ ભેદ છે, સુક્ષ્મ સદા રે સાથ;**
**ઉપરનું ફરીથી મળે, જેથી બહુ અનાથ. ૫૮**

કોઇ બીચારા અજ્ઞાન અને દુઃખી જીવો એમ વિચારે કે જો શરીરથી રહિત થઈ જઇએ તો મોક્ષ મળે છે તો આપણે આપઘાત કરીએ તો કર્મના બંધથી છુટી જઇએ પણ જ્ઞાની પ્રભુ કહે છે કે મરી જવાથી પણ શરીર જુદું થતું નથી, કારણ કે સુક્ષ્મ શરીર હમેશાં સાથે રહે છે અને

નવો જન્મ લીધા પછી નવું દેખીતું સ્થૂળ શરીર પાછું મળે છે અને પાછાં સુખ દુઃખ ભોગવવાં પડે છે.

**તેજસકાર્મણ તેહને, વળી ઉદ્દારિક જાણ;**
**વૈક્રિય આહારકે, પાંચ શરીર પ્રમાણ. ૫૯**

આ શરીર પાંચ છે. તેમાં તેજસકાર્મણ સુક્ષ્મ હોવાથી સદા જીવની સાથે રહે છે; અને દેવ નરકગતિમાં વૈક્રિય શરીર જીવ મેળવી લે છે અને તીર્યંચ તથા મનુષ્ય ગતિમાં ઉદ્દારિક શરીર મેળવી લે છે. પણ તપસ્વી મુનિઓને આહારક લબ્ધિથી તે શરીર પ્રગટ થાય છે, આ પાંચ શરીરનું પ્રમાણ સાંસારિક જીવોને જાણી લેવાનું છે.

**કર્મ લાંચ લેતું નથી, મથી તેહમાં ભૂલ;**
**જીવો જે કરણી કરે, તેવું મેળવે મૂલ. ૬૦**

કોઈ સાધુ કે ગૃહસ્થ વિચારે કે અમલદારને કે ગુરૂને લાંચ આપી લલચાવી છુટી જઈશ અથવા તેને સમજાવી છુટી જઈશ, પણ જ્ઞાની પ્રભુ કહે છે કે કર્મ જ્યારે ભોગવવાનો સમય આવશે ત્યારે પૂરેપૂરી શિક્ષા આપશે તેમાં તેની જરા પણ ભૂલ નથી પણ જેવી જેવી કરણી કરશે તેવો તેવો ભાવ પામી તેનું મૂલ મેળવશે.

**રાજા રંક જેવા બની, પામે દુઃખ અપાર;**
**રંક તણી ગણના કશી, છૂટે મોહનું દ્વાર. ૬૧**

સમજુ માણસ ઉલટું વિચારે છે કે ન્યાય કરનારા રાજા કે ગુરૂઓ તે પણ પ્રમાદને વશ થયા તો અપાર દુઃખ પામે છે, તો પછી આપણા જેવા રંકની તેમના આગળ શું ગણના છે એવી ભાવના ભાવી આત્મભાવમાં લીન રહેવાથી મોહનું દ્વાર છૂટી જાય છે એટલે વિષયવાંચ્છના થતી નથી.

**ભાવના ભાવે બાર જે, તુટે મોહ જંજાળ;**
**નિજ જીવ અલગ ગણે, ચારિત્રે ઉદાર. ૬૨**

ચારિત્રે ઉદાર એટલે પ્રધાન હોય તે બારભાવના ભાવી નિજજીવને શરીરથી વારંવાર અલગ ગણે છે તેની મોહજાળ તુટે છે.

**સિદ્ધ પંદર ભેદ થતા, તેમાં ઉત્તમ જેહ;**
**તેહ મુનિ નિત્યે નમું, કરે કર્મનો છેહ. ૬૩**

૧ જિન, ૨ અજિન, ૩ તીર્થ, ૪ અતીર્થ, ૫ સ્ત્રી, ૬ પુરૂષ, ૭ નપુંસક, ૮ ગ્રહ, ૯ સ્વસાધુ, ૧૦ અન્ય, લિંગે સિદ્ધ થયા તથા ૧૧ બોધિબુદ્ધ ૧૨ પ્રત્યેક બુદ્ધ તથા ૧૩ સ્વયંબુદ્ધ એક સિદ્ધ અનેક સિદ્ધ એમ સઘળા મળી પંદર ભેદ છે તેમાં સાધુલિંગે અનેક જીવો પ્રતિબોધ પામી શિવપદ પામી સિદ્ધ થયા છે, તેમ સાધુલિંગે ૧૦૮ સિદ્ધ એક સમયે થયા છે તેથી સાધુલિંગ સર્વોત્તમ છે માટે તે મુનિલિંગને ધારણ કરી જેઓ મોક્ષમાં ગયા છે તે મુનિઓને પ્રથમ અને

પછી સઘળા ભેદે સિદ્ધ થએલાને નમું છું. આંમાં તીર્થંકર પ્રભુ વિગેરે પ્રથમ માનનીય છતાં પણ તેમણે પ્રથમ સાધુવેષ લઈ સાધુ તરીકે ગણાઈ, પછી કેવળ જ્ઞાન મેળવ્યું છે, માટે સાધુ વેષની ઉત્તમતા ખાતર ઉપરનું પદ મૂક્યું છે, બાકી જેમનો ભાવ શુદ્ધ છે, અને જેઓ આત્માર્થી છે તેવા કેવળ જ્ઞાની ભગવંતો કે મોક્ષ પામેલા સિદ્ધો વારંવાર વંદનીય, માનનીય અને પૂજનીય છે.

**સાચી છાપ અને સત્યરૂપ, તે સિક્કો છે સાચ;**
**બાકી કામ આવે નહિ, એવી જિનની વાચ. ૬૪**

કારણ કે મોક્ષમાર્ગમાં બાળજીવોને દાખલ થવામાં સાધુનો વેષ અને તેમનું ઉત્તમ વર્તન કામ લાગે છે, અને તેથી બોધ થાય છે. જેમ લૌકિકમાં પણ બજારમાં તેજ સિક્કો ચાલે છે કે જેમાં સાચું રૂપું અને ચાલતા રાજ્યના રાજાની મુદ્રા હોય તેજ કામ લાગે છે.

**તેનો કલ્પ ભાખે સદા, કલ્પ સુત્ર મોઝાર;**
**ભદ્રબાહુએ ઉદ્ધર્યો, ગ્રંથ અતિ શ્રીકાર. ૬૫**

તે મુનિવરોનો કલ્પ એટલે આચાર દશ પ્રકારે વર્ણવેલો છે, તે કલ્પસુત્રમાં ભદ્રબાહુ સ્વામીએ ઉદ્ધર્યો છે, તે ગ્રંથ અતિ શ્રીકાર છે.

**સંઘ સહુ સાથે મળી, સુણે પર્ષદા સર્વ;**
**ઉત્તમ મુનિઓ વાંચતા, આવે પંજુસણ પર્વ. ૬૬**

આ કલ્પસુત્ર પ્રથમ તો મુનિઓ રાત્રે તથા સાધ્વીઓ દિવસે ગુરૂ મુખથી શ્રવણ કરતા પણ પ્રભુના નવસો તાણું વર્ષ પછી આનંદપુર નગરથી સકળસંઘ સાંભળવાનો અધીકારી થયો તે વખતે સઘળી પર્ષદા ભેગી થાય છે, તે પર્યુસણપર્વમાં ઉત્તમ મુનિઓ વાંચી સંભળાવે છે.

**કલ્પવૃક્ષ તણી ઉપમા, અહાહા! જેને દેવાય;**
**તેને નિત્ય આરાધતાં, મોક્ષે શીઘ્રજ જાય. ૬૭**

આ કલ્પસુત્રને કલ્પવૃક્ષની ઉપમા દેવાય છે તેને નિત્ય આરાધવાથી એટલે તે પ્રમાણે વર્તન કરવાથી શીઘ્ર મોક્ષે જવાય છે.

**અચેલક ઉદ્દેશીને, રાજસજાતર પીંડ;**
**કૃતિ કર્મ વ્રત જેષ્ટતા, પ્રતિક્રમણની રીત; ૬૮**
**માસ પજ્જુસણ જાણવા, દશ સાધુના કલ્પ;**
**એક ભાવ આરાધતાં, જાય સર્વ વિકલ્પ. ૬૯**

આ દશ કલ્પમાં પહેલો અચલક એટલે કુત્સિત જીર્ણપ્રાય વસ્ત્ર સાધુ પહેરે, બીજા કલ્પમાં સાધુ પોતાના નિમિત્તે કરેલો આહાર વિગેરે ગ્રહણ કરે નહિ. (૩) રાજા મુગટબદ્ધ હોય તેનો આહારાદિ ગ્રહણ ન કરે. (૪) સપાતરપિંડ એટલે મકાન રહેવા આપનારના ઘરનો આહાર વિગેરે ગ્રહણ ન કરે. (૫) ન્હાનો સાધુ ચારિત્રાદિથી રત્નાધિક એટલે વડીલને વંદના

કરે. (૬) પાંચ મહાવ્રત તથા છઠ્ઠું રાત્રિભોજન વિરમણવ્રત પાળે. (૭) (સાતમું) દિક્ષા લેનારામાં દશ વૈકાલિકનાં, ચાર અધ્યયન તથા છ આવસ્યક શીખવા પ્રમાણે યોગ્યતા જોઈ નાના મોટાનો અનુક્રમ ગોઠવે, (૮) પાંચ પ્રતિક્રમણ એટલે દેવસીરાઈ, પાખી ચોમાસી, સંવત્સરી કરી આત્માને શુદ્ધ કરે. (૯) સાધુ એક જગ્યાએ ન રહેતાં શિયાળા, ઉનાળાના આઠ માસ વિહાર કરે, એટલે એક રાત્ર, ત્રણરાત, પાંચ રાત્રિ અને વધારેમાં એક માસ રહી બીજે સ્થળે વિહાર કરે. (૧) જ્યારે ચોમાસું આવે ત્યારે અસાડ સુદ ૧૪ થી કારતીક સુદ ૧૪ સુધી એક જગ્યાએ સ્થિર રહે. આ દશે કલ્પ ગુરૂ પાસે સારી રીતે સમજી એક ચિત્તથી ખરા ભાવથી આરાધે તો તેના સઘળા વિકલ્પ નાશ પામે છે એટલે મોક્ષમાં જાય છે.

**વક્ર જડ સાધુ વીરના, ઋજુ જંડ ઋષભજેશ;**
**ઋજુ પ્રજ્ઞ બાવીસના, તેથી ફેર છે લેશ. ૭૦**

ઉપર કહેલો આચાર મહાવીર પ્રભુના સાધુઓને આશ્રી છે, કારણ કે પડતા કાળના લીધે બુદ્ધિરહીત જડ અને કુયુક્તિ કરવાથી વક્ર એવા વીરપ્રભુના સમયના સાધુઓ છે, અને રિષભદેવે પ્રથમ યુગલિકોને ધર્મની શરૂઆત કરવાથી તે કાળને આશ્રી તે સાધુઓ મંદબુદ્ધિવાળા જડ પણ કપટરહિત હોવાથી રૂજુ (સરળ) હોય છે. તે બન્નેને ઉપરનો આચાર લાગુ પાડેલ

છે, પણ બીજા તીર્થંકરથી ત્રેવીસમા તીર્થંકર પ્રભુ સુધીના સાધુઓને બુદ્ધિ વિશેષ તેથી પ્રજ્ઞ અને કપટરહિત હોવાથી સરળ ગણેલા છે; જેથી આચારમાં થોડો ફેર છે તે ગુરૂ પાસે સમજી લેવા.

**કલ્પ સુત્ર મહિમા સુણી, તપશ્યામાં રહે ચિત્ત;**
**વીર પ્રભુ ચરિત્રથી, મળે ધૈર્યતા વિત્ત. ૭૧**

કલ્પસુત્રનો મહિમા સાંભળી તેમાં નાગકેતુનો અધિકાર વાંચી તેમાં અઠમતપના પ્રભાવનું વર્ણન વાંચતાં સાંભળનાર તથા વાંચનારને તપશ્ચર્યામાં ચિત્ત રહે છે, અને વીરપ્રભુનું ચરિત્ર પ્રથમ વર્ણવેલું હોવાથી સંયમ પાળનારને ઉપસર્ગ પરિસહ આવતાં કાયરતા દૂર થઈ ધૈર્યતાનું વિત્ત મળે છે.

**કયાં કોમળ રાજકુમાર એ, કયાં તેનાં છે કષ્ટ;**
**સમભાવે તે વેદતાં, કર્મ થયાં છે નષ્ટ. ૭૨**

કયાં સિદ્ધારથ રાજાના સુકોમળ એ રાજકુમાર મહાવીર પ્રભુ અને કયાં દેવતા મનુષ્ય વિગેરએ આપેલાં કષ્ટ; કે એક રાત્રિમાં સંગમ દેવતાએ તેમનું ધૈર્ય નષ્ટ કરવા મરણાંતના વીસ ઉપસર્ગ કર્યાં તોપણ ધૈર્યતા કાયમ રાખી તથા ગોશાળીયા જેવાએ પગ ઉપર ખીર રાંધી અગ્નિતાપ આપ્યો, તથા છેવટે એક ગોવાળીએ અસહ્ય પીડા આપનારો કાનમાં ખીલા ખોસવાનો ઉપસર્ગ કર્યો, તેમ ભમરા વિગેરેએ ડંખ

આપ્યા. છતાં પણ ચારિત્રમાં આત્મભાવ રાખ્યો તો સઘળાં દુઃખોનું મૂળ જે ઘાતિકર્મ તે નષ્ટ થયાં. અને કેવળ જ્ઞાન થયા પછી પણ ગોશાળાનો પરિસહ સમભાવે વેદતાં સંપૂર્ણ અશાતાવેદની કર્મ ભોગવાયું; છેવટે આયુપૂર્ણ થતાં મોક્ષપદ પામ્યા.

**એક ઇંદ્રીના વિષયે, દુઃખ સહે મહાવીર;**
**માટે કર્મ ન બાંધશો, સમભાવે રહો ધીર. ૭૩**

છેવંટ તો ગોવાળીયાનો પરિસહ વીરપ્રભુને સહેવો પડયો છે તે ત્રિદષ્ટવાસુદેવના ભવમાં પોતે રાજા હતા ત્યારે શય્યાપાળક જે સીપાઈ તેણે ગાણું ચલાવી નિદ્રાનો ભંગ કીધો, તેથી રાજાએ ઉઠી ગાયન ગાનારને ધમકાવતાં તેણે શયાપાળકનું નામ દેવાથી રાજાએ કોપ કરી તે શય્યાપાળકના કાનમાં સીસું તપાવી રેડાવ્યું. આ કર્મ બાંધવાથી છેલા ભવે મહાવીર પ્રભુને કાનમાં ખીલા તે શય્યાપાળકે ગોવાળીયાના ભવમાં ખોસ્યા અને વીરપ્રભુને દુઃખ સહેવું પડયું. માટે હે ધીરપુરૂષો! સમભાવે રહો પણ કર્મ ન બાંધશો.

**ઇંદ્રીઓ સુખ કારણે, કરતી રાગને દ્વેષ;**
**દુઃખ સુખ વિચારીને, સમતા રાખ, વિશેષ. ૭૪**

સુશિષ્ય કોઈ કોઈ વખતે ગુરૂ સન્મુખે સાંભળે છે કે હે શિષ્ય! માણસને તથા જીવમાત્રને ઇંદ્રીઓ પ્રગટ છે તેમ રૂપી પણ છે. એટલે એકેંદ્રીથી પંચેંદ્રી સુધી દેખીતી રીતે.

એક બે ત્રણચાર પાંચ ઇંદ્રીવાળા જીવોના ભેદ પડે છે પણ જ્ઞાની ભગવાન્ જાણી શકે છે કે સંસારી જીવને પાંચે ઇંદ્રીના વિષય છે. વિદ્વાન્ માણસોને સુક્ષ્મ રીતે વિચાર કરતાં વનસ્પતિ જો કે એકેંદ્રી છે છતાં તેમાં બીજી ઇંદ્રીઓના વિષયનું જ્ઞાન પણ કાંઇકિ દેખાય છે. આ ઇંદ્રીઓ પોતાના સુખના કારણે પુદ્ગલીક વસ્તુ ઉપર રાગ દ્વેષ કરે છે, પણ તે ઇંદ્રીઓના માલિક જીવે તે વખતનું અલ્પ સુખ અને ભવિષ્યનું આ લોક તથા પરલોકનું ભયંકર દુઃખ તે વિચારી લેતાં સમજાશે કે કોડી માંટે કનક ગુમાવવા જેવું છે. માટે હે શિષ્ય? તું સમતા વિશેષ રાખ.

**મૃગ પતંગ ભ્રમરા અને, મત્સ્ય હાથી વળી જાણ;**
**એક ઇંદ્રીના સુખમાં, દુઃખે ખોવે પ્રાણ. ૭૫**

મનુષ્ય પાંચે ઇંદ્રીના વિષયસુખમાં રાચે છે તેને જ્ઞાની ગુરૂ સમજાવે છે કે હે મહાનુભવ! તું વિચારતો ખરો કે કાનથી સારાં ગાયન સંભળાવવા સારંગી વગાડી સારંગ (મૃગ) ને લલચાવીને પાપી માણસો જાનથી મારી નાંખી તેનો અંત આણે છે તેમ પતંગ દીપકને રત્ન જાણી તેના રંગમાં પ્રાણ ગુમાવે છે એટલે કુદાં રાત્રે અગ્નિની જ્વાળામાં તરફડી કે બળીને મરે છે અથવા ખુલ્લા તેલના કોડીયામાં પડીને ડુબી મરે છે તે પ્રમાણે કમળમાં ભમરો રહી હાથથી

પરોઢીયે નાશ પામે છે. તેમ માછલું માંસના સ્વાદે જીભની લાલચે લોખંડના સળીયામાં પકડાઇ અગ્નિમાં શેકાઇ મરે છે અને હાથી હથણીના વિષયથી ખાંડામાં પડી મરે છે.

**ઉન્મત અશ્વને ચાબુકે, રાખે કબજે જેમ;**
**તેમ જ્ઞાનના ચાબુકે, ઇંદ્રી સાધું એમ. ૭૬**

જે ઘોડાઓ ઉન્મત્ત હોય છે તે પોતાના રથને ગમે તેમ દોડી ખાડામાં નાંખી પોતાને તથા રથને તથા રથના માલિકને દુઃખી કરે છે પણ હાકનાર હોંશીયાર હોય તો લગામ પકડી ચાબુકવડે ઘોડાને કબજામાં રાખી યોગ્ય રીતે હાંકે તો કશું નુકસાન થતું નથી. તેવી રીતે ગુરૂમહારાજ હમેશાં જે જ્ઞાનના વિષયો સમજાવે છે તે રૂપી ચાબુકવડે ઇંદ્રી રૂપી ઉન્મત્ત અશ્વને કબજામાં રાખી પોતાના સંજમરૂપી રથને સંભાળી રાખે છે.

**ક્રોધ ન આવે ચિત્તમાં, રહે સમાધિ ઠીક;**
**જાય સમાધિ સાધુથી પછી દુર્ગતિ બીક. ૭૭**

સાધુ ભગવંતો હમેશાં ચિત્તમાં વિચારે છે કે માણસોના સહવાસથી તેમનાં કટુ વચનોથી કે ઇચ્છીત પદાર્થ ન આપવાથી તેમના ઉપર આપણને ક્રોધ ઉત્પન્ન થાય છે અને તેથી આપણને દુર્ગતિની બીક રહે છે માટે ક્રોધ ચિત્તમાં ન આવે તેટલા માટે વિચારથી વર્તન કરી ચિત્તમાં ક્રોધ લાવતા નથી તેથી સમાધિ સારી રહે છે.

**ચઉવી સત્થે માગીઉં, આરોગ્ય બોધિ લાભ;**
**વળી સમાધિ શ્રેષ્ટતા, વિચારો જન આપ. ૭૮**

આ સમાધિની શ્રેષ્ટતા કેટલી છે કે છ આવસ્યકમાં પ્રથમ સામાયિક ઉચરી ચઉવીસથ્થો એટલે ચોવીસ પ્રભુની સ્તુતિ કરી તેમને નમંસ્કાર કરી કહે છે કે હે પ્રભો! મેં એ પ્રમાણે રિષભદેવથી વર્ધમાન સ્વામી સુધી ચોવીસે પ્રભુની સ્તુતિ કરી છે તો તમો મારા ઉપર પ્રસન્ન થાઓ. તંમે કર્મ રૂપી રજ અને મેલ દૂર થએલા છો અને તમારાં જન્મ, મર્ણ તથા જરા નાશ પામી છે. અને મેં તમારી કીર્ત્તિ કરી તમને વાંધા, તથાં તમને પૂજ્યા, તો હે! લોકને વિષે ઉત્તમ સિદ્ધ પદ પામેલા ભગવંતો! તમો મને આરોગ્ય સમકીત અને શ્રેષ્ટ સમાધિ આપો.

**આરોગ્યે ધર્મ સાંભળે, બોધિ લાભથી જ્ઞાન;**
**સમાધિથી કર્મ નષ્ટતા, પામે મોક્ષનું સ્થાન. ૭૯**

કારણકે આરોગ્યતા શરીરમાં હોય તોજ પાંચ ઇંદ્રીઓનો યથાયોગ્ય ઉપયોગ થઈ શંકે છે. ગુરૂમહારાજની વાંણી સાંભળી ધર્મ એ શું પદાર્થ છે તે સમજાય છે, અને તેથી સમકીત (બોધિ લાભ) પ્રાપ્ત થાંય છે અને સમકીતથી જ્ઞાન પ્રગટ થાય છે. અને જ્ઞાન ભણતાં સમાધિ સમજે છે અને સમાધિ રાખવાથી કર્મ નષ્ટ થાય છે અને તેથી મોક્ષનું સ્થાન મળે છે.

**ગુરૂ તારક ગુરૂ પીતા, ગુરૂ બંધુ અને મિત્ર;**
**માટે તેની વંદના, હૃદય થાય પવિત્ર. ૮૦**

ગુરૂતારક એટલે સંસારનાં દુઃખો સમજાવી તારનારા એટલે તેમાંથી બહાર કાઢનારા છે, અને ગુરૂ પિતાની માફક જીંદગી સુધી પાળનારા છે. વળી ખરા વખતે ભાઈ માફક મદદ આપનારા છે તેમ મિત્ર માફક સારી સલાહ આપનારા છે. માટે પ્રભુ પાસે સમાધિ માગીને ગુરૂને વંદના કરવાનું ત્રીજાં આવસ્યકમાં સૂચવ્યું છે જેથી હૃદય પવિત્ર થાય છે.

**અધો કાયને મસ્તકે, નમસ્કાર ત્રણવાર;**
**સ્પર્શીને ખમાવતો, રહે ન દોષ લગાર. ૮૧**

પોતાના ઉત્તમ અંગને પણ અપવિત્ર ગણી મસ્તકવડે સદ્‌ગુરૂના ચર્ણ એટલે કાયાના નીચા ભાગમાં ત્રણવાર નમસ્કાર કરે છે, અને મસ્તકવડે પગને સ્પર્શ કરી વળી પાછો ક્ષમા માગે છે કે હે પ્રભો! મારા લીધે આપને કીલામણા (પીડા) તો નથી થઈ? આવી રીતે ખમાવતાં જરા પણ દોષ રહેતો નથી.

**દિવસ રાત સેવા કરે, આશાતના ત્રણ ત્રીશ;**
**ટાળીને શુદ્ધજ થતો, આલોચી દિનનિશ. ૮૨**

આ પ્રમાણે ગુરૂને વંદન કરી ખમાવી ત્રેત્રીશ આશાતના ટાળી પછી ચોથા આવસ્યક પ્રતિક્રમણમાં દિવસ રાત્રે પોતાના

વ્રતમાં જે અતિચાર, અનાચાર લાગ્યા હોય તે વિચારી ગુરૂ આગળ પ્રકાશી તેને નિજઆત્મામાં નિંદી ગુરૂ સન્મુખે વધારે નિંદી (ગર્હી) શુદ્ધ થાય છે.

**કાર્યોત્સર્ગે રત્નને, આરાધે સુશિષ્ય;**
**દુઃખ પીડા દૂરે થતી, જેમ દવાથી વિષ. ૮૩**

પાંચમા આવસ્યકમાં કાયાને સ્થિર કરી ત્રણ રત્નને સુશિષ્ય સાધુ તથા શ્રાવક આરાધે છે. પ્રથમ ચારિત્રને લેઇ તેમાં સાધુનાં પાંચ મહાવ્રત તથા શ્રાવકનાં વ્રતનો અધિકાર બતાવી લાગેલા અતિચાર, અનાચારાદિને પરમશુદ્ધ કરી આરાધવા માટે બે લોગસ્સનો વિચાર થાય છે, પછી દર્શન શુદ્ધિ માટે લોગસ્સ પ્રગટ કહી પાછો એક લોગસ્સનો કાયોસર્ગ થાય છે, ત્યાર પછી જ્ઞાન પ્રભાવના માટે પુખ્ખર વરધિવટે કહી, જ્ઞાનનો મહિમા કહી, એક લોગસ્સનો કાઉસગ છે, ત્યાર પછી ત્રણે રત્નના આરાધન માટે શ્રુતજ્ઞાનની જરૂર હોવાથી તેની અધિષ્ઠાયિકા શ્રુતદેવીની સ્તુતિ માટે એક નવકારનો કાયોત્સર્ગ છે. ત્યાર પછી જેના ક્ષેત્રમાં સાધુઓ સંજમ આરાધે છે તે આવતા વિઘ્નને દૂર કરે માટે તે ક્ષેત્રની દેવીની સ્તુતિ માટે એક નવકારનો કાર્યોત્સર્ગ છે. આ કાર્યોત્સર્ગ કરવાથી આ લોકપરલોકની પીડા દૂર થાય છે, જેમ યોગ્ય દવાથી વિષ નાશ પામે છે.

**અણીહારી પદ પામવા, કરતા નિત્ય પચખાણ;**
**નિજ પદને પામ્યા થકી, મળે સુખની ખાણ. ૮૪**

છઠ્ઠા આવશ્યકમાં પચ્ચખાણ થાય છે એટલે આત્મા એટલે જીવનો સ્વભાવ કંઈ ખાવાનો નથી, પણ અનાદિકાળથી લાગેલા શરીરના કર્મના સંબંધથી ક્ષુધા વેદની શાંત કરવા આહાર લેવાય છે, પણ તેમાંથી છુટવા માટે ધીમે ધીમે અફીણના વ્યસનને ઓછું કરાય છે તેમ સવારમાં નવકારથી અવઢ સુધી તથા સાંજના ચઉવીહારથી દુવિહાર સુધી યથાશક્તિ પચખાણ લેવાય છે તેથી અણાહારી પદ મળે છે, અને છેવટે પોતાનું પદ મળવાથી સુખની ખાણ પ્રાપ્ત થાય છે, પણ સાધુને રાત્રે ચઉવિહારનુંજ પચ્ચખાણ હોય છે.

**ઉપવાસ આંબિલને, નીવી એકાશન હોય;**
**બેસણું જાણી કરો, આરાધે સુખ જોય. ૮૫**

સિવાય ઉપવાસ આંબિલ નીવિ એકાશણું, બેસણું સમજીને શક્તિ પ્રમાણે તપ કરો કે જે આરાધવાથી સુખ મળેલું જોવાય છે.

**પડતા કાળ પ્રભાવથી, શ્રેણી ગુણ વિછેદ;**
**પણ આ ભવ આરાધતાં, પરભવ ટળશે ખેદ. ૮૬**

અવસર્પિણીકાળના કારણે જંબુસ્વામીના મોક્ષગમન પછી દશ વસ્તુ વિછેદ ગઈ, તેથી ક્ષપકશ્રેણિ તથા ઉપશમશ્રેણી

વિછેદ ગઈ છે, તેથી આઠમા ગુણસ્થાનથી ચૌદમા ગુણસ્થાન સુધી સાધુ શ્રાવકો હાલ ચડી શકતા નથી છતાં પણ ગુરૂ મુખે તે શ્રેણિઓનું વર્ણન સાંભળી તેને આરાધવાથી આવના ભવમાં ખેદ વિના. તે મળી શકે છે.

**અંતર્મુહુર્તમાં ચડે, ઉપશમ ક્ષપકે જીવ;**
**ઉપશમથી પાછો પડે, ક્ષપકે પામે શિવ. ૮૭**

આઠમા ગુણસ્થાનકમાં વર્ત્તતો જીવ એક અંતર્મુહુર્તની અંદર અગ્યારમા કે બારમા, તેરમા ગુણસ્થાનકે જાય છે, એટલે ઉપશમ શ્રેણિ માંડી હોય તો વિષય કષાય આઠમા નવમા ગુણસ્થાનકે શાંત કરી દશમા ગુણસ્થાનકે રહેલા સુક્ષ્મ લોભને પણ શાંત કરી, અગ્યારમા ગુણસ્થાને ચડે છે. પણ આ ઉપશમ શ્રેણિનો જીવ આગળ વધી શકતો નથી કાંતો ત્યાં કાળ કરી સર્વાર્થસિદ્ધિ વિમાનમાં અનુત્તર દેવ થાય છે. અથવા આઠમા ગુણસ્થાને આવી કાંતો ક્ષપકશ્રેણિ માંડી પાછો નાદશ ગુણસ્થાને ચડી પરબારો બારમા ગુણસ્થાને ચડી ક્ષપક એટલે વિષય કષાય સર્વથા નષ્ટ કરી કેવળજ્ઞાન પામી તેરમા ગુણસ્થાને કાયમ થાય છે. અને અંતકૃત કેવળી હોય તો ચૌદમું ગુણસ્થાન જે અયોગીનું છે તે સ્થાનકે અ ઈ ઉ ૠ લૃ એ પાંચ હ્રસ્વ અક્ષર જેટલો કાળ રહી સર્વથા મનવચન કાયાના વ્યાપારને રોકી ચૌદે ગુણસ્થાનક ઓળંગી શિવપદ પામે છે.

**ઉપશમ ક્ષપક ભેદ એ, શાંત અને છે નષ્ટ;**
**શાંત ફરીથી ઉદ્ભવે, નહીં નષ્ટમાં કષ્ટ. ૮૮**

ઉપશમશ્રેણિમાં અને ક્ષપકશ્રેણિમાં ભેદ એ છે કે ઉપશમમાં કર્મ સમુહ શાંત થાય છે પણ પાછો કારણ મળતાં ઉદય થાય છે ત્યારે જીવ નીચે પડે છે. અને વખતે દુર્ગતિ સુધી પણ ચાલ્યો જાય છે. પણ જો ક્ષપકશ્રેણિ માંડી હોય તો તેમાં કર્મ સમુહ શાંત થવાને બદલે નષ્ટ થઈ વિખરતો જાય છે એટલે ઉદય થવાનો ડર નથી તેથી દુર્ગતિનો ડર સર્વથા મટી જાય છે.

**સીસામાં પાણી ભર્યું, રહ્યો તેમાં જે મેલ;**
**શાંત થઇ તળીએ જતાં, પાછો ભય રહેલ. ૮૯**

કોઈ સીસામાં પાણી ભર્યું હોય તે પાણીમાં મલીનતા હોય તો ધીમે ધીમે નીચે બેસી ઉપરનું પાણી નિર્મળ થાય છે. તેથી મેલ શાંત થયા છતાં પણ જો કોઈ હલાવેતો પાછું પાણી મલીન થવાનો ડર છે, પણ જો કોઇ જાતનું ઉત્તમ ચૂર્ણ નાંખ્યું હોય તો મેલ નાશ થઈ જવા પછી ગમે તેટલું હલાવે તો પણ પાણી મલીન થતું નથી.

**માટે કર્મને નિર્જરો, તપીને તપસ્યા તાપ;**
**એક ઉપવાસે પણ જુઓ, ટળે નરક સંતાપ. ૯૦**

માટે વીરપ્રભુ ગૌતમ સ્વામીના પૂછવાથી ભગવતી સુત્રમાં કહે છે કે, હે ગૌતમ ! સંજયને આસધતો સાધુ એક ઉપ-

વાસથી પણ કરોડો વરસ સુધીનાં નરકનાં દુઃખનો નાશ કરે છે માટે તમે પણ તપસ્યાથી કર્મને દૂર કરો કે પાછું કર્મ ઉદય આવે નહિ.

**અધ્યાત્મ જ્ઞાને કરી, ટળતાં કર્મ અશેષ;**
**પણ ઈંદ્રીની ચપળતા, દેતી દુઃખ વિશેષ. ૯૧**

જ્યારે આત્માની ઓળખાણ થાય છે, ત્યારે આત્મામાં સ્થિરતા થાય છે તેથી અધ્યાત્મજ્ઞાન મેળવવાની ખાસ જરૂર છે, અને અધ્યાત્મજ્ઞાનથી સઘળાં કર્મ નષ્ટ થાય છે. આવું છતાં પણ દરેકે યાદ રાખવાનું છે કે ઇંદ્રીઓની ચપળતા સંભાળવી, નહી તો ગમે તેવા અધ્યાત્મીને પણ ક્ષણવારમાં અધ્યાત્મમાંથી ભૂલાવી વિષય કષાયમાં લાવી વિશેષ દુઃખી બનાવે છે.

**પ્રસન્નચંદ્ર મુનિ જુઓ, મોટી કરતા ભૂલ;**
**પણ સંજોગ સારા થતાં, દૂર થઈ છે શૂળ. ૯૨**

અધ્યાત્મજ્ઞાનમાં સ્થિર રહેલા પ્રસન્નચંદ્ર રાજર્ષિ પણ શ્રેણિકરાજાના સિપાઇઓનાં કટુવચન સાંભળી પાક્કા આર્ત ધ્યાનમાં પડી જઈ સાતમી નરક સુધીનાં દળીઆં એકઠાં કીધાં હતાં પણ માથા ઉપર હાથ આવતાં પોતાને સાધુ જાણી કીધેલાં પાપોને નિંદતાં પાછા સમાધિમાં રહેવાથી દુર્ગતિની શૂળ દૂર થઈ.

**માટે વેષ ઉત્તમ ગણ્યો, રહે સ્થિરતા અંગ;**
**પડતાને પણ ઉદ્ધરે, હોય.સુજનને સંગ. ૯૩**

માટેજ અધ્યાત્મજ્ઞાન થયા પછી પણ વેષ મૂકવો નહિ, જેથી આત્મભાવમાં સ્થિરતા રહે છે, અને કદાચ કોઈ વખત ઇન્દ્રિ ચપળ થઈ કુમાર્ગે દોરાય તોપણ સુજનનો સંગ હોય તો તે પડતાને પણ બચાવી લે છે.

**પિતા પતિ ને પુત્રને, આધિન છે જેમ નાર;**
**તેમ સાધુને જાણવું, અંતે સુખ દેનાર. ૯૪**

જેમ કન્યા સદા પરવશ છે એટલે તેના ઉત્તમ શીલને કોઈ ન લૂટી લે તેટલા માટે પ્રથમ પિતાના કબજામાં, પરણ્યા પછી પતિના કબજામાં અને છેવટે વૃદ્ધાવસ્થામાં પણ પુત્રની આજ્ઞામાં રહેવું પડે છે તેમ જે મોક્ષાભિલાષી સાધુએ છે તે દિક્ષા લેતી વખતે સમુદાયના નાયકના કબજામાં, છુટા પડતાં ગુરૂના કબજામાં અને ગુરૂના વિરહે સુશિષ્યના સમાગમમાં રહે છે તેથી અંતે સુખજ પામે છે.

**સુશિષ્ય તેને જાણવા, નહિં તજે ગુરૂ સંગ;**
**ક્રોધીને પણ શાંતિથી, કેવળજ્ઞાન પ્રસંગ. ૯૫**

જગતમાં શિષ્ય એટલા માટેજ કરાય છે, કે વૃદ્ધાવસ્થામાં ચાકરી કરે અને સંગ તજે નહિ; એટલુંજ નહિ પણ કર્મના વશ થઇ કદાચ ગુરૂ ક્રોધ કરે, તિરસ્કાર કરે, તર્જના કરે તોપણ તેમનો સંગ તજે નહિ તો ક્રોધી ગુરૂને પણ સુશિષ્યની શાંતિના પ્રસંગથી બંનેને કેવળજ્ઞાન મળે છે.

**દિક્ષાની હાંસી કરી, માથે થાતાં લોચ;**
**પાળી પછીથી હોંસથી, દૂર થયો છે શોચ. ૯૬**

શાસ્ત્રથી જાણીએ છીએ કે શ્રીમંતના તુર્ત લગ્ન થયેલા યુવકે સોબતીઓની પ્રેરણાથી ગુરૂ પાસે દિક્ષાની યાચના મશ્કરીમાં કરી અને ગુરૂએ ક્રોધનાવશથી દિક્ષા આપી પકડીને લોચ પણ કીધો; બીજા છોકરા ડરીને ભાગી જતાં જોઇ શેઠ પુત્રે ગુરૂને કહ્યું કે મહારાજ ! બન્યું તે ખરૂં પણ હવે અહીંથી નીકળવામાં સાર છે. અંધારામાં ન ચલાવાથી ગુરૂએ શિષ્યના ખાંધે બેસી ચાલવા માંડયું, રસ્તામાં અંધારે ઠોકર ખાતાં ગુરૂને આંચકા આવતાં તો લોચ કરેલા માથા ઉપર માર મારતાં તેથી શિષ્યને અતિશે પીડા થવા લાગી; છતાં પણ શાંતિથી સહન કરી તો કેવળજ્ઞાન થયું. ત્યારે સીધો ચાલતાં ગુરૂએ કારણ પૂછતાં આપનો પ્રતાપ કહેવાથી ગુરૂએ જાણ્યું કે કેવળજ્ઞાન થયું છે તેથી નીચે ઉતરી કેવળી પ્રભુની આશાતના કરી તે નિંદતાં તેને પણ કેવળજ્ઞાન થયું અને બંને મોક્ષમાં જવાથી જન્મ મરણનો શોચ દૂર થયો.

**ધન્ય છે મૃગાવતી, પામી કેવળજ્ઞાન;**
**સાથે ચંદન બાલાપણ, પામે તેવું જ્ઞાન. ૯૭**

મૃગાવતી રાણીએ દિક્ષા લીધા પછી સૂર્ય ચંદ્ર પ્રભુને મૂળ વિમાને વાંદવા આવેલા હોવાથી રાત્રિ સમય ન જાણવાથી સમોસરણમાજ વ્યાખ્યાનના રસમાં બેઠી. મોડી રાત્રે પાછી

કરતાં પોતાના પ્રમાદને ધિક્કારતી ઉપાશ્રયે આવી. ચંદન બાલાપણ તે મોડી આવવાથી ક્રોધમાં કટાક્ષ હિતસ્વી વચન કહેવા લાગી. ત્યારે પર્યુપાસના કરી મૃગાવતીએ ખમાવતાં. ચંદન બાળાને નિદ્રા આવી ત્યારે સૂઇ ગઇ, તે વખતે મૃગાવતીને આત્માની નિંદા કરતાં પોતાની મલીનતા દૂર થતાં કેવળજ્ઞાન થયું. જેથી અંધારામાં આવેલા સાપને તથા ચંદનબાળાને આત્મ વિરાધના ન થાય માટે પગ ખસેડતાં ચંદનબાળા જાગી ત્યારે તેનું કારણ પૂછતાં તેણે સાપ કહેતાં તેને કેવળજ્ઞાન થયેલું જાણી પોતે પણ મૃગાવતીને ખમાવી કેવળજ્ઞાન પામી.

**શેલક જેવાને જુઓ, ધક્કો કર્મે દીધ;**
**શિષ્યને ધન્યવાદ દો, સેવાથી થાય સિદ્ધ. ૯૮**

શેલકરાજર્ષિને પાંચસો ચેલા છતાં પણ કર્મના વશ થતાં અનાચાર પ્રમાદને વશ થઇ ગયા. ત્યારે બીજા શિષ્યોનું કુસંગથી હિત ન બગડે માટે એક ધીરતાવાળા શિષ્યે બીજાઓને વિહાર કરાવી પોતે એકલાએ પર્યુપાસના કરી. છેવટે પ્રતિક્રમણે ખમાવતાં કેટલાક કાળે ગુરૂને સમાધિમાં આણ્યા જેથી પાપોને આલોચી સિદ્ધગિરિમાં મોક્ષપદ પામ્યા, તેવા સુશિષ્યને તમે ધન્યવાદ આપો.

**કળિકાળ વર્ત્યો અતિ, નહિ સુસાધુ સંગ;**
**માટે આગારી ભલા, એ કુટિલતા રંગ. ૯૯**

હાલમાં કળિકાળ વર્ત્તે છે, જ્યાં ત્યાં ક્લેશ વર્ત્તે છે, સાધુ સાધ્વીઓ ગૃહસ્થોની માફક કપડાંના ગાંસડા પોટલા બાંધી

રાખે છે,' એક જગ્યાએ ઘર કરી તે ઘણો કાળ પડી રહે છે, પુસ્તકોના બાને દ્રવ્ય સંગ્રહ શ્રાવકને ત્યાં કરાવે છે, આધાકર્મી આહાર લે છે ઈત્યાદિ બાનાં બતાવી સાધુધર્મના દ્વેષી ધર્મનાં તત્વને નહિ જાણુનારા કેટલાકો અધ્યાત્મ જ્ઞાની બની કહે છે કે એવા વેષવિડંબક સાધુઓ કરતાં ગૃહસ્થાવાસ સારો કે ચારિત્રની હીનતા ન થાય પણ આ તેમનું બોલવું કુટીલતાના રંગે રંગાવાનું છે.

**ધૈર્ય નહિ અંતર મહીં, વળી શ્રાવકાના દોષ;**
**પત્થરમાંથી રત્ન પણ, જોતાં મળશે કોક. ૧૦૦**

આ કપડાં વધારે રાખવાનું કે માંહોમાંહે કલેશ થવાનું કે એક જગ્યાએ પડી રહેવાનું કે પુસ્તકને વાસ્તે નાણું જમા કરાવવાનું કારણ ફક્ત સાધુ થયેલાના મનની નબળાઇ છે. તેમ શ્રાવકની ફરજ તેને યોગ્ય સમયે યોગ્ય વસ્તુ આપવાની ફરજ છે તે ફરજ પાળતા નથી. તે છે. વળી એવા અનેક શિથીલાચારીમાંથી પણ શોધ કરતાં કોઈ પત્થરમાંથી જેમ શોધ કરતાં રત્ન મળે છે તેમ મળી જશે. કારણ કે "બહુ રત્ના વસુંધરા."

**આત્મ દોષ દેખ્યા થકી, સુધરશે મુજ કાજ;**
**સર્વ જીવ સુખ વાંચ્છીને, ચાહું હું ગુરૂ સ્હાજ. ૧૦૧**



# વિશ્વાનુભવ અને દર્પણશતકના ગ્રાહકોનું લીસ્ટ

**નકલ.** **નામ.**

**માંડલ.**

૨૫ રા. આણંદજી પોપટલાલ વોરા.
૧૫ રા. લાલચંદ નાગજીભાઈ શાહ.
૧૫ રા. જગજીવન ભીખાભાઇ વોરા.
૧૫ રા. ચીમનલાલ વાડીલાલ વોરા.
૧૧ રા. છોટાલાલ જયચંદ વોરા.
૧૧ રા. ગુલાબચંદભાઇ લક્ષ્મીચંદ વોરા.
૧૧ રા. વાડીલાલ કેવળદાસ વોરા.
૧૧ રા. રાયચંદભાઇ ભવાનદાસ.
૧૧ રા. સોમચંદ આશાભાઇ વોરા.
૧૧ રા. ડોશાભાઈ લાડકચંદ વોરા.
૫ રા. કેશવલાલ ઉકાભાઇ શાહ.
૫ રા. ટોકરશી મેઘજીભાઈ શાહ ગોરૈયાવાલા.
૫ રા. પ્રેમચંદ શાંતીદાસ શાહ.
૫ રા. શકરચંદભાઈ મગનલાલ શાહ.
૫ રા. વાડીલાલ દેવચંદ શાહ.
૪ રા. ડોશાભાઈ પરભુદાસ દેશાઈ.
૪ રા. મફતલાલ ડાહ્યાભાઈ દોશી.

| નકલ. | નામ. |
|---|---|
| ૩ | રા. મોહનલાલ અમરશી દેશાઇ. |
| ૩ | રા. ઓધડભાઈ રતનશીભાઈ શાહ. |
| ૩ | રા. મોહનલાલ કચરાભાઈ શાહ. |
| ૩ | રા. મણીલાલ પોપટલાલ શાહ. |
| ૨ | રા. માનચંદ હરચંદ ગાંધી. |
| ૨ | રા. કસ્તુર ઘેલાભાઇ દોશી. |
| ૨ | રા. ઉજમશી દેવચંદ શાહ. |
| ૨ | રા. આશાલાલ ચુનીલાલ દેશાઇ. |
| ૨ | રા. મોહનલાલ અમરચંદ ભોજક. |

### રાધનપુરકર.

| | |
|---|---|
| ૧ | રા. જશરાજ ભુદરશી શાહ. |
| ૧ | રા. ઉમેદ હઠીસંગ શાહ. |
| ૧ | રા. મ્હલસુખ છગનલાલ શાહ. |
| ૧ | રા. જેચંદભાઇ જલુભાઈ શાહ. |

### જીંઝુવાળા.

| | |
|---|---|
| ૧ | રા. મગનલાલ લાલચંદ શાહ. |
| ૧ | રા. પોપટલાલ અમૃતલાલ દોશી. |
| ૧ | રા. ભાયચંદભાઇ પુરષોત્તમ શાહ. |
| ૧ | રા. અમુલખ મગનલાલ શાહ. |

| નકલ. | નામ. |
|---|---|
| १ | રા. ડોશાભાઇ રાજપાલ શાહ. |
| १ | રા. તલકસી સામજીભાઇ શાહ. |
| १ | રા. દીપચંદ કીશોરદાસ શાહ. |
| १ | રા. આશાભાઇ રતનશી શાહ. |
| १ | રા. સવચંદ ડાહ્યાભાઈ શાહ. |
| १ | રા. સોમચંદ પુરૂષોતમદાસ શાહ. |
| १ | રા. હઠીસંગ ચતુરદાસ શાહ. |
| १ | રા. ધારશી ચકુભાઈ શાહ. |
| १ | રા. દલસુખ ધારશી શાહ. |
| १ | રા. જીવરાજ મગનલાલ શાહ. |
| १ | રા. અમુલખ ત્રીકમલાલ શાહ. |
| १ | રા. પ્રેમચંદ ચતુરદાસ શાહ. |
| १ | રા. કેશવલાલ ચતુરદાસ શાહ. |
| १ | રા. વીરચંદ ધરમશી શાહ. |
| १ | રા. રાજપાળ મેઘજીભાઈ શેઠ. |
| १ | રા. લધુ મોનજીભાઈ શેઠ. |
| १ | રા. મોહનલાલ ત્રીભોવનદાસ શેઠ. |
| १ | રા. મફતલાલ છગનલાલ શાહ. |
| १ | રા. પ્રેમચંદ છગનલાલ શાહ. |

| નકલ. | નામ. |
|---|---|
| ૧ | રા. બકોર ઓધવડદાસ શાહ. |
| ૧ | રા. બુદ્ધિલાલ પોપટલાલ શાહ. |
| ૨ | બેન કેવળીબા શાંતીદાસ. |
| | **થરાદ.** |
| ૨૫૧ | રા. રા. લાલચંદભાઈ ભાઇચંદભાઈ શાહ. |
| | **દસાડા.** |
| ૧૧ | રા. મોહનલાલ લલુભાઈ શાહ. |
| ૧૧ | રા. અમુલખ લલુભાઈ શાહ. |
| ૫ | રા. ધરમશી લલુભાઈ શાહ. |
| ૫ | રા. શાંતીલાલ ચુનીલાલ શાહ. |
| ૨ | રા. ચુનીલાલ હઠીસંગ શાહ. |
| ૨ | રા. લલુભાઈ નથુભાઈ ભાવસાર. |
| ૨ | રા. મણીલાલ ઉમેદભાઈ શાહ. |
| ૧ | રા. મનસુખલાલ ધરમશીભાઈ શાહ. |
| ૧ | રા. દીપચંદ દોલતચંદ શાહ. |
| ૧ | રા. દલસુખ જીવરાજ શાહ. |
| ૧ | રા. પ્રેમચંદ મગનલાલ શાહ. |
| ૧ | રા. ચતુર ઉજમશી શાહ. |
| ૧ | રા. તલકશી સુંદરજી શાહ. |
| ૧ | રા. જગજીવન જીઠાભાઈ શાહ. |

| નકલ. | નામ. |
|---|---|
| | **સાણંદ.** |
| ૧ રા. | દેવકરણ વાલજીભાઈ શાહ. |
| | **ગોધાવી.** |
| ૩ રા. | પદમશા કરમચંદ શાહ. |
| ૨ રા. | શકરચંદ નગીનદાસ શાહ. |
| ૧ રા. | છગનલાલ અમરતલાલ શાહ. |
| | **વણોદ.** |
| ૫ રા. | છગનલાલ રંગજીભાઇ શાહ. |
| ૨ રા. | પાનાચંદ માવજીભાઇ શાહ. |
| ૨ રા. | મણીલાલ કચરાભાઇ શાહ. |
| ૨ રા. | ખેતશી ત્રીકમલાલ શાહ. |
| ૨ રા. | મણીલાલ હરખચંદ શાહ. |
| ૧ રા. | સાંકુળચંદ ઝવેરચંદ વકીલ. |
| ૧ રા. | પદમશી સાંકળચંદ શાહ. હજુર સીરેસ્તદાર. |
| ૧ રા. | યતી શ્રી જયચંદજી જેચંદજી |
| ૧ રા. | યતી શ્રી કન્યાલાલ જયચંદજી. |
| ૧ રા. | ભીખાભાઈ વરવાભાઈ શાહ. |
| ૧ રા. | હરખચંદ વરવાભાઈ શાહ. |
| ૧ રા. | ચુનીલાલ વરવાભાઇ શાહ. |

| નકલ. | નામ. |
| --- | --- |
| ૧ | રા. હઠીસંગ વરવાભાઈ શાહ. |
| ૧ | રા. કસ્તુર રતનશી શાહ. |
| ૧ | રા. શકરચંદ હઠીસંગ શાહ. |
| ૧ | રા. કમચુભાઇ છગનલાલ શાહ. |
| ૧ | રા. જેસંગભાઇ કમચુભાઇ શાહ. |
| ૧ | રા. પ્રેમચંદ કમચુભાઇ શાહ. |
| ૧ | રા. હઠીસંગ રામસંગ શાહ. |
| ૧ | રા. મગનલાલ મયાચંદ શાહ. |
| ૧ | રા. ત્રીભોવનદાસ છગનલાલ શાહ |
| ૧ | રા. દેવશીભાઈ સાંકળચંદ શાહ. |
| ૧ | રા. પરસોતમ ભગજીભાઇ ઠક્કર. |

## સમી.

| નકલ. | નામ. |
| --- | --- |
| ૫ | રા. છોટાલાલ ત્રીભોવનદાસ વકીલ. |
| ૨ | રા. કુંવરજી કસ્તુર શાહ. |
| ૧ | રા. અમૃતલાલ મગનલાલ શાહ. |
| ૧ | રા. ડુંગરશી અમુલખે શાહ. |
| ૨ | રા. જેચંદ છગનલાલ શાહ. |
| ૧ | રા. પ્રેમચંદ વસ્તારામ શાહ. |
| ૧ | રા. મણીલાલ કચરાભાઈ શાહ. |
| ૪ | રા. રા. વડેચા. બાદરચંદ મગનલાલ. |

નકલ. નામ.

## મુંજપુર.

૨ રા. ખુબચંદ ખુશાલચંદ દફતરી.
૨ રા. નાથાલાલ ખુશાલદાસ રેવન્યુ ઓફીસ કારકુન.
૧ રા. જગજીવન વજેચંદ શાહ.
૧ રા. પાનાચંદ મોતીચંદ બાબરીયા.
૧ રા. નેમચંદ બાલચંદ શાહ.
૧ રા. ભીખાલાલ હીરાચંદ શાહ.

## વીહાવડી.

૨ રા. સાંકળચંદ ખુશાલદાસ શાહ.
૨ રા. ચુનીલાલ મુળચંદ શાહ.
૧ રા. પાનાચંદ પીતામ્બરદાસ શાહ.
૧ રા. છગનલાલ નથુભાઈ શાહ.
૧ રા. માણેકભાઇ વનમાળી શાહ.
૧ રા. કસ્તુર જેસંગભાઇ શાહ.

## સુરેળ.

૫ રા. કસ્તુર લક્ષ્મીચંદ શાહ.
૨ રા. મીયાચંદ ઓતમચંદ શાહ.

## પાડલા.

૫ રા. કાળીદાસ ગાંગજી શાહ.

| નકલ. | નામ. |
|---|---|
| | **વડગામ.** |
| ૫ | રા. અમરતલાલ નાગજીભાઇ શાહ. |
| | **માલવણ.** |
| ૫ | રા. ખેતશી મોતીચંદ ગાંધી. |
| | **બજાણા.** |
| ૧ | રા. મોહનલાલ હંસરાજ શાહ. |
| | **જેગડવા.** |
| ૧ | રા. કસળચંદ જેઠાભાઈ શાહ. |
| | **વીસનગર.** |
| ૧ | રા. નાથાભાઇ બેચરદાસ શાહ. |
| ૧ | રા. મગનલાલ નાનચંદ શાહ. |
| | **વસાઈ.** |
| ૧ | રા. મોહનલાલ જુમખારામ. |
| | **કાઝળપુર.** |
| ૧ | રા. મનસુખલાલ સવચંદ. |
| | **દાંતીસાણા.** |
| ૧ | રા. માનચંદ હરચંદ સંઘવી. |
| | **વીરમગામ.** |
| ૧૦ | રા. બેચરદાસ કમચુભાઈ શાહ. |
| ૧૦ | રા. શકરચંદભાઇ વરવાભાઇ શાહ. |

નકલ. નામ.

૧૦ રા. મોહનલાલ છગનલાલ શાહ.
૧૦ રા. મફતલાલ ચતુરદાસ શાહ.
૫ રા. મનસુખલાલ મગનલાલ શાહ.
૨ રા. ડુંગરશી સવચંદ શાહ.
૧ રા. ઉજમશી નાનચંદ શાહ.

પાલેજ.

૫ રા. વાડીલાલ ખોડીદાસ શાહ.
૩ રા. મધુરભાઈ વૃજલાલ શાહ.

વઢવાણ શહેર.

૩ રા. છોટાલાલ ચુનીલાલ શાહ.

પાટડી.

૧૧ રા. પીતામ્બર ગગલદાસ શાહ.

ઝીંઝુવાડા.

૧૧ રા. સુખલાલભાઇ રવજીભાઇ જૈન પાઠશાળાના માસ્તર.
૫ રા. મનસુખલાલ રવજીભાઇ શાહ.
૫ રા. કેશાભાઇ સુંદરજી શાહ.
૨ રા. કેવળશી જેઠાભાઇ શાહ.
૨ રા. નાથાલાલ ખેતશીભાઇ.
૨ રા. મણીલાલ હઠીસંગ શાહ.
૨ રા. હંસરાજ ગોકળભાઇ શાહ.

**નકલ.** **નામ.**

૧ રા. તુળશી અમૃતલાલ શાહ.
૧ રા. દલસુખ હરખચંદ શાહ.
૧ રા. મણીલાલ અમૃતલાલ વોરા.
૧ રા. મફતલાલ અમૃતલાલ મોદી.
૧ રા. મણીલાલ કસ્તુર દોશી.
૧ રા. છોટાલાલ જેઠાદાસ વોરા.
૧ રા. મણીલાલ ફૂલચંદ વોરા.
૧ રા. કેશવલાલ મોહનલાલ વોરા.
૧ રા. વાડીલાલ મગનલાલ પાટડીવાળા.
૧ બેન લેહરીબેન કાળીદાસ.
૧ બેન ગંગાબેન મંગળજી.
૧ બેન ઝબકબેન કસ્તુર.

**આદરીયાણા.**

૫ રા. વાડીલાલ અમૃતલાલ શાહ.
૫ રા. મોહનલાલ ડાહ્યાભાઇ શાહ.
૩ રા. ચુનીલાલ નાગજીભાઇ શાહ.
૨ રા. કાળીદાસ ભુદરશી શાહ.
૨ રા. જગશી પુંજમલ શાહ.
૨ રા. પોપટલાલ લાલચંદ શાહ.
૧ રા. લાલચંદ મયાચંદ શાહ.

| નકલ. | નામ. |
| --- | --- |
| ૧ | રા. મણીલાલ દેવચંદ શાહ. |
| ૧ | રા. નાથાલાલ ન્યાલચંદ સંઘવી. |
| ૧ | રા. નથુભાઇ કીસોરદાસ સંઘવી. |
| ૧ | રા. કીશોરભાઇ પુરૂષોત્તમદાસ કોરડીયા. |
| ૧ | રા. રાજપાળ મોતીચંદ સંઘવી. |
| ૧ | રા. પોપટલાલ ઇચ્છાચંદ સંઘવી. |
| ૧ | રા. છોટાલાલ વનરાજ સંઘવી. |
| ૧ | રા. લક્ષમીચંદ કીશોરભાઇ શાહ. |
| ૧ | રા. ચંદરભાણ ત્રીકમલાલ ઝીંઝુવાડાવાળા. |
| ૧ | રા. લક્ષમીચંદ જીવરાજ શાહ. |

## પંચાસર.

| નકલ. | નામ. |
| --- | --- |
| ૧૧ | સ. પ્રતાપચંદ મોતીચંદ શેઠ. |
| ૧૧ | રા. કસ્તુર મોતીચંદ શેઠ. |
| ૨ | રા. લેહરચંદ વજેચંદ માસ્તર. |
| ૧ | રા. મોહનલાલ જેસંગભાઇ શાહ. |
| ૧ | રા. ચુનીલાલ કાળીદાસ શાહ. |
| ૧ | રા. વાડીલાલ પુંજમલ શાહ. |
| ૧ | રા. ચુનીલાલ છગનલાલ શાહ. |
| ૧ | રા. કેશવલાલ ડુંગરશી શાહ. |

## ઊમરાવતી.

| નકલ. | નામ. |
| --- | --- |
| ૧૧ | રા. રા. ભારમલ મુલજીભાઇ શાહ. |